अर्हं

नमो नमः श्रीमद्धर्मसूरये ।

# સમ્યક્ત્વ પ્રદીપ.

લેખક —

ન્યાયવિશારદ—ન્યાયતીર્થ—ઉપાધ્યાય

શ્રીમંગલવિજયજી મહારાજ

પ્રકાશક —

શેઠ ફુલચંદજી લક્ષ્મીચંદજી વેદ

ઓ. મે. શ્રીયશોવિજય જૈન ગ્રન્થમાળા

ભાવનગર.

વીર સં. ૨૪૫૩ ] વિ. સં. ૧૯૮૩ [ ધર્મ સં. ૫

પ્રથમ આવૃત્તિ

મૂલ્ય ૦-૮-૦

अर्हं

नमो नमः श्रीप्रभुधर्मसूरये।

# પ્રાસ્તાવિક

સંસારચક્રમાં અનાદિ કાલથી પરિભ્રમણ કરતા અનંતા પુદ્ગલપરાવર્ત કરવા છતાં સત્ય વસ્તુને તથ્યરૂપે પરિચય કરાવનાર અધ્યવસાય પ્રાપ્ત થવો દશ દૃષ્ટાંતથી બહુ દુર્લભ છે.

જે વસ્તુનું જેવું સ્વરૂપ હોય, તે વસ્તુને તેવા સ્વરૂપે સંપૂર્ણરીત્યા વાસ્તવિક પરિચિત કરાવનાર અનેકાંતવાદ વિના અન્ય કોઇ સુગમ માર્ગ નથી.

જ્યારે અન્ય દર્શનોમાંથી અમુક દર્શન વસ્તુને અમુક અંશે જણાવે છે, ત્યારે એથી ઇતર દર્શન તે જ વસ્તુને તેથી વિરુદ્ધ રીતે તે જ અંશે ઓળખાવે છે. આ પ્રમાણે અન્ય દાર્શનિક માર્ગો મૂળ વસ્તુનું તથ્ય સ્વરૂપ ન સમજાવતાં ઉલટું વિકૃતરૂપ પ્રદર્શિત કરે છે. દૃષ્ટાંત તરીકે નૈયાયિક વિગેરે દર્શનકારો જ્યારે કેટલાક પદાર્થને સર્વથા કૂટસ્થ નિત્યરૂપે માનવા મથે છે અને જીંદગી પણ તે ઉપર વિચાર કરવામાં ખતમ કરે છે, છતાં પત્તો લાગતો નથી, ત્યારે બીજી તરફ બૌદ્ધાનુયાયીઓ દરેક વસ્તુને કેવળ ક્ષણિકરૂપે સમજાવવામાં યુક્તિજાળ બીછાવી જીવનયાત્રા પૂરી કરવા કોશીશ કરે છે.

આવી રીતે એક બીજાથી વિરુદ્ધ એકાંત નિત્યવાદ યા અનિત્યવાદ માનવામાં તથ્યવાદ તો બંનેથી બહુ દૂર રહે છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી એ તત્ત્વાખ્યાનમાં અમ્હે સ્પષ્ટરીતે વિવેચનપૂર્વક યુક્તિપુરઃસર પ્રતિપાદિત કર્યું છે

જૈનદર્શનમાં તો હરેક વસ્તુને અપેક્ષરીત્યા નિત્યાનિત્ય માનવામાં લગાર પણ સંકોચ નથી દ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ સમસ્ત જગત્ નિત્ય છે–શાશ્વત છે અને પર્યાયની અપેક્ષાએ અનિત્ય છે–ક્ષણિક છે–અશાશ્વત છે એમ જૈન–દર્શન પ્રગાઢ ઉદ્‌ઘોષણા કરે છે એથી એ વિષયમાં કોઈએ પરસ્પર કલહ કરવાની આવશ્યકતા નથી દરેકે અપેક્ષા સમજવાની જરૂર છે

વસ્તુસ્થિતિ જ્યારે આવા પ્રકારની છે, ત્યારે એકાંત નિત્યવાદ યા અનિત્યવાદને સત્ય માની તે ઉપર વિશ્વાસ રાખી સંસારસમુદ્ર તરવાની આશા રાખવી એ આકાશપુષ્પવત્ ગણાય

કિંચ, જ્યાં પુરુષવિશ્વાસ હોય ત્યાં વચનવિશ્વાસ પણ હોઈ શકે, પરંતુ જ્યાં પુરુષના આપ્તપણામાં જ શંકા–કુઠાર પ્રહાર કરી રહ્યા હોય ત્યાં વચનવિશ્વાસની તે વાત જ શી કરવી ?

વચનવિશ્વાસનું કારણ—

शासनात् त्राणशक्तश्च बुध शास्त्र निरुच्यते ।
वचन वीतरागस्य तत् तु नान्यस्य कस्यचित् ॥
—અષ્ટક ૨૪ મું યશોવિજયજી

ભાવાર્થ-જેમા આત્મસ્વરૂપ-વિષયક શિક્ષણ ખૂબ ભર્યુ હોય, જેમા કષ, છેદ, તાપ દ્વારા પરીક્ષા કરવાના અનેક ઉપાયો યોજ્યા હોય, દરેક વસ્તુને નિત્યાનિત્યરૂપ સમજાવવામા યુક્તિસમૂહનો પ્રવાહ જ્યા વહી રહ્યો હોય, દુર્ગતિમાં પડતા જીવોને બચાવી ક્રમિક ઉન્નતિ દ્વારા સર્વ ઉપાધિથી મુક્ત કરાવવાનો જેમા મુખ્ય ઉદ્દેશ હોય, તેવા વીતરાગના વચનસમૂહને જ શાસ્ત્ર કહેવામા આવે છે

પ્રકૃતમા વક્તા જ્યા વીતરાગ હોય, ત્યા તેમના વચનસમૂહરૂપ શાસ્ત્ર ઉપર વિશ્વાસ કેમ ન રાખવામા આવે ?

વસ્તુસ્થિતિ એવી હોવા છતા સત્ય વસ્તુને સત્યરૂપે જાણવામા જીવને તેના ઉપર આવેલા અત્યત મલિન અનાદિકાલીન અનેક પ્રકારના મિથ્યાત્વરૂપી પડદાઓ જ્યાં સુધી તેનાથી દૂર ન થાય ત્યા સુધી વસ્તુનુ સત્ય સ્વરૂપ કોઈપણ રીતે જાણવામા આવી શકે નહિ

વીતરાગપ્રણીત પદાર્થનુ યથાર્થ સ્વરૂપ ત્યારે જાણી શકાય કે જ્યારે સમ્યગ્જ્ઞાન હોય જ્ઞાન પણ સમ્યગ્ ત્યારે કહી શકાય કે, જ્યારે તે પદાર્થના પ્રરૂપક વિષે આપ્તપણાનો નિર્ણય બહુ દૃઢતાથી કર્યો હોય જેમ કોઈ રોગી મનુષ્ય રોગશાતિ માટે વૈદ્યરાજ પાસે જઈ ઉપાય પૂછે કે-આ રોગનો વિનાશક સુદર ઉપાય શુ છે? પ્રત્યુત્તરમા તે જણાવે કે-'અમુક દવા સેવવાથી તમારો રોગ અવશ્ય દૂર થશે ' એ વચન શ્રવણ કરી જ્ઞાન સપાદન કરવા છતા પણ મનમા શકા ઉત્પન્ન થાય કે-આ વૈદ્ય પ્રામાણિક છે યા અપ્રા

માણિક ? તે શંકા દૂર કરવા તેની પ્રામાણિકતાનો નિર્ણય કરે જ્યારે તેને તપાસ કરતા જણાય કે-' આ વૈદ્ય નિર્લોભી છે, પરોપકારી છે, ઠગનાર નથી ' આવી રીતે તેના આપ્ત-પણાની વાતો સાંભળવાથી તેની શંકા દૂર થતા તેને તેના આપ્ત પણામા વિશ્વાસ થાય એવુ જ્ઞાન સમ્યગ્જ્ઞાન કહેવાય અર્થાત્ પૂર્વના જ્ઞાનમા શંકા આવવાથી જે મિથ્યારૂપે ભાસ્યુ હતુ, તે જ જ્ઞાનમા શ્રદ્ધા દ્વારા સત્યતાની અસર થવાથી સમ્યગ્રૂપે ભાસ્યુ તેથી તે સમ્યગ્જ્ઞાન કહેવાય પ્રકૃતમાં કર્મ-રોગથી પીડાએલ જીવ પણ તે રોગને દૂર કરવા વૈદ્યરાજ પાસે ગયો ત્યારે તેને જોતા જ વૈદ્યે કહ્યુ કે 'જો તારે કર્મ-રોગને દૂર કરવો હોય તો જીવાદિ સાત તત્ત્વે નુ યથાર્થ જ્ઞાન સંપાદન કરી તે પ્રમાણે વર્તવાનો ઉદ્યમ કરીશ તો અવશ્ય આ રોગથી મુક્ત થઇ શકીશ ' આ પ્રમાણે સાંભળવા છતા પણ જે વ્યક્તિ ઘણે ઠેકાણેથી ઠોકરો ખાઇ ઘણે ઠેકાણે ઠગાયેલ હોય, તેને એકદમ વિશ્વાસ પણ ન આવે એ સ્વાભાવિક છે તે વૈદ્યરાજના આપ્તપણાનો નિર્ણય જ્યારે યુક્તિ-પ્રમાણ દ્વારા થાય, ત્યારે જ તેનુ વચન વિશ્વાસદાયક થઇ શકે, અન્યથા કદાપિ નહિ તેથી તપાસ કરતા ખ્યાલમા આવ્યુ કે આ વૈદ્યરાજ બહુ જ પરમાર્થી છે, કરુણાભંડાર છે, અત્યંત પરોપકારી છે, બિલકુલ નિ સ્વાર્થી છે પોતાનો વાડો વધારવામા લગાર પણ પુરુષાર્થ ન ફોરવતા 'જગતના તમામ જીવો સત્યપથના અનુયાયી બની જલ્દી સર્વ ઉપાધિથી મુક્ત થાઓ ' એવી ભાવના પૂર્વક જ એમણે સરલ રસ્તો બતાવવા ઉદ્યમ કર્યો છે જે વૈદ્યની આવી શુદ્ધ ભાવનાઓ હોય,

નિરંતર જગતના કલ્યાણ માટેજ જેનુ સર્વ પુરુષાર્થ હોય, તે વૈદ્યના વચન ઉપર વિશ્વાસ કેમ ન આવી શકે ?

પ્રકૃતમા તેવા સર્વજ્ઞ-વૈદ્ય જ કર્મ-રોગને દૂર કરવામા અત્યંત નિપુણ હોય છે આવી ખાત્રી થવાથી પ્રથમના જ્ઞાનમા જે શંકારૂપી મિથ્યાત્વની વાસના પ્રસરી હતી, તે સર્વજ્ઞરૂપી વૈદરાજ પર શ્રદ્ધા થવાથી નષ્ટ થઇ-શ્રદ્ધારૂપી સુવાસનાનો પ્રવેશ થતા તે જ જ્ઞાન સમ્યગ્રૂપે પરિણત થયુ

પ્રસ્તુતમા વીતરાગપ્રરૂપિત જીવાદિ સાત પદાર્થમા યા શુદ્ધ દેવ, શુદ્ધગુરુ અને શુદ્ધધર્મમા જે શ્રદ્ધા પેદા કરવી-વિશ્વાસ લાવવો તેનુ નામ જ સમ્યક્ત્વ છે

તે સમ્યક્ત્વ કોઇ પાસે જઇ પોપટની માફક ખાલી પાઠ ઉચ્ચરાવી લેવાથી મળી શકતુ નથી એ તો કેવળ ભદ્રિક જીવોને પોતાના વાડામા પૂરી પોતે તેવા ભેડીઆઓના ગુરુ બની તે દ્વારા મોજ ઉડાવવાનુ સુન્દર સાધન શોધી કાઢ્યુ ગણાય એમ જો કેવળ પાઠ ઉચ્ચારણ માત્રથી સમ્યક્ત્વ પ્રાપ્ત થતુ હોત તો જગતમા કોઇ પણ અભવ્ય રહેતજ નહિ તેમ કેવળ પ્રપંચજાળમા રાત દિવસ ગચી માચીને રહેનાર પાસે પણ હોઇ શકે નહિ જ્યા પોતાના ટોળાને વધારવાની ખાતર રાત-દિવસ અનેક કાવતરા થતા હોય, જ્યા જગત્પૂજ્ય મહાન્ આચાર્યોની નિન્દામા જ પોતાનુ સર્વસ્વ માની લીધુ હોય, જ્યા માત્ર લોકરંજન માટે શુક પાઠની જેમ ઉપરથી શુષ્કવૈરાગ્યના વાતો બીજાને ફસાવવા માટે જ થતી હોય, જ્યા ગુણિજનોના ગુણોથી વિમુખ રહી ગુણચોરીમા જ પોતાની બહાદુરી બતાવવામા આવતી હોય,

તથા જ્યા પોતાના ભયંકર અનાચારોને ઢાંકવા સારૂ અનેક છળ-કપટો સેવાતા હોય, શાસનરક્ષાના પાઠો ભણાવવાના મ્હાના નીચે અંદરખાનેથી જ્યા શાસન-અવહેલનાના કાવતરા રચાતા હોય, જ્યા માર્ગાનુસારિના ગુણોની પણ ગંધ ન હોય, તેવા જે ભવાભિનંદી પાસેથી આત્મીય પરિણામરૂપ સમ્યક્ત્વની સુવાસના જ સેંકડો કોશ દૂર હોય, ત્યા તેવા દરિદ્ર પાસેથી આપણે તેવી સુવાસનાની આશા રાખવી જ નકામી છે

વસ્તુસ્થિતિનો વિચાર કરતા શાસ્ત્રકારો સમ્યક્ત્વની પ્રાપ્તિના બે કારણો બતાવે છે એક નિસર્ગ અને બીજુ અધિગમ તેમા જે નિસર્ગથી પેદા થાય, તે નૈસર્ગિક અને અધિગમથી થાય તે આધિગમિક નિસર્ગ એટલે સ્વભાવ કુદરત અને તેથી ભવ્યત્વના પરિપાક દ્વારા ત્રણ કરણ પૂર્વક જેને સ્વાભાવિક રીતે પદાર્થ પર શ્રદ્ધા થાય તે નૈસર્ગિક સમજવુ અધિગમ એટલે ગુરુનો સદુપદેશ, તે દ્વારા જે પેદા થાય તે આધિગમિક સમજવુ જેમ કોઈને જ્વરશાન્તિ સ્વાભાવિક રીતે થાય છે અને બીજાને ઔષધસેવન દ્વારા થાય છે જેમ કોઈ માર્ગભ્રષ્ટને સાચો માર્ગ વિના પૂછ્યે સ્વાભાવિક રીતે મળી આવે છે અને કોઈને બીજાને પૂછવાથી મળી આવે છે તેમ અત્ર સમ્યક્ત્વ પણ કોઈને સ્વભાવથી પ્રાપ્ત થાય છે અને કોઈને ગુરૂપદેશ દ્વારા થાય છે

કિંચ, જે વ્યક્તિને સમ્યક્ત્વ પ્રાપ્ત થયુ હોય, તેની [illegible] તમામ ક્રિયાઓ ગણનામા આવી શકે છે અને જે

તેનાથી વિમુખ છે, તેની તમામ ક્રિયાઓ એકડા સિવાય માત્ર સો મીંડાની માફક કદાપિ ગણનામા આવી શકતી નથી તે સમ્યક્ત્વનુ કેટલુક સામાન્ય સ્વરૂપ તો આ લઘુગ્રન્થમાં સમજાવવામા આવ્યુ છે, અને વિશેષ સ્વરૂપ, તેના લક્ષણો, ભૂષણો, દૂષણો, તે ઉપર સુન્દર કથાઓ વિગેરે વિશેષાવશ્યક, તત્ત્વાર્થવૃત્તિ, લોકપ્રકાશ, સમ્યક્ત્વસપ્તતિ (સવૃત્તિ), સમ્યક્ત્વકૌમુદી, ધર્મરત્ન પ્રકરણ, કર્મગ્રન્થ, કર્મપ્રકૃતિ, સમકિત પચ્ચીશી, પ્રાકૃત સમકિતનુ સ્તવન વિગેરે ગ્રન્થોમાથી જાણી જિજ્ઞાસા પૂરી કરવી

## ઉપકાર-સ્મરણ

ગુરુકૃપા સિવાય ઉત્તમ કાર્ય સફલ થતા નથી, એ હૃદયપટ્ટ પર આલેખવા યોગ્ય છે અત્ર પણ જગત્પૂજ્ય વિશ્વવન્દ્ય જૈનસાહિત્ય-ધર્મોદ્ધારક આચાર્યશિરોમણિ યુગપ્રધાન ભટ્ટારક શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય પરમગુરુ સ્વર્ગસ્થ **શ્રીવિજયધર્મસૂરીશ્વર**નો ઉપકાર ન માનુ તો મ્હારા જેવો કૃતઘ્ન બીજો કોણ હોઈ શકે? જેમની સુકૃપાથી ભિન્ન ભિન્ન વિષયના અનેક ગ્રન્થો રચવાનુ સામર્થ્ય મ્હને પ્રાપ્ત થયુ, તેમને સ્વપ્નમા પણ કેમ ભૂલી શકાય? તેઓશ્રીએ કેવળ મ્હારી ઉપર નહિ, સમસ્ત ભારતમા તથા વિદેશમા પણ અનહદ ઉપકાર કર્યો છે, એ વાતને એતદ્દેશીય અને પાશ્ચાત્યદેશીય યૂરોપીયન વિદ્વાનો પણ જોર શોરની સાથે સ્વીકારે છે અને તેઓની અવિદ્યમાન દશામા પણ તેઓશ્રીના પટ્ટધર ઇતિહાસતત્ત્વમહોદધિ જૈનાચાર્ય શ્રીવિજયેન્દ્રસૂરિજી મહારાજ

પણ તેઓ જ પ્રિય આત્મના દાવાથી તેમને પણ આ ઉપકારની દ્રષ્ટિએ યાદ કરવા તે અત્ર ઉચિત સમજું છું. કારણ કે ઉપકારીઓના ઉપકાર ન ભૂલવા એ મનુષ્યોની ખાસ ફરજ છે

આ ગ્રંથમાં વર્ણવવામાં આવેલા વિષયો ત્યાં ત્યાં કયાં રસ દ્રષ્ટિએથી સમજાય અને તે ઉપરથી તેની મહત્તા વિદિત થશે. બરાબર લક્ષપૂર્વક મનન કરવાની પાઠકોને ભલામણ કરી તથા પ્રમાદ યા દ્રષ્ટિદોષથી રહી ગયેલી સ્ખલનાઓ સુધારી વાંચવા અને ક્ષમા કરવા જણાવી વિરમું છું

ધર્મ-સેવક,
મંગળવિજય

॥ अर्हं ॥

॥ नमो नमः श्रीप्रभुधर्मसूरये ॥

# સમ્યક્ત્વ પ્રદીપ

---

જ્યા સુધી કરણનો વિચાર કરવામાં ન આવે ત્યા સુધી સમ્યક્ત્વનો વિચાર થઇ શકતો નથી એટલા માટે પ્રસ્તુત વિષયને ઉપયોગી કરણનો વિચાર કર્યા બાદ સમ્યક્ત્વની વ્યાખ્યા કરવામા આવશે શ્રદ્ધાને અનુકૂલ પ્રવૃત્તિ કરાવવામા કુશલ-અધ્યવસાયવિશેષને કરણ કહેવામા આવે છે

યથાપ્રવૃત્તિકરણ, અપૂર્વકરણ, અનિવૃત્તિકરણ- એમ તેના ત્રણ ભેદ છે

## યથાપ્રવૃત્તિકરણ

| | | |
|---|---|---|
| યથા અનતિક્રમ્ય | ઉલ્લઘન કર્યા સિવાય | |
| પ્રવૃત્તિ | પ્રવર્તન | પ્રવર્તવુ |
| કરણ | કરવુ | કાર્ય કરવુ |

ઉપયોગ સિવાયની પ્રવૃત્તિ કરાવવામા સાધનભૂત અધ્યવસાયવિશેષને યથાપ્રવૃત્તિકરણ કહેવામાં આવે છે

ભાવાર્થ—અનાદિ કાલથી જેવી રીતે ઇચ્છા સિવાય અર્થાત્ ઉપયોગ સિવાય જીવો જે પ્રવૃત્તિ કર્યા કરે છે, તેવીજ રીતે વિશેષ ફેરફાર સિવાય કાર્ય કર્યે જવું, તેનુ નામ

યથાપ્રવૃત્તિકરણ સમજવુ ભિન્નતા માત્ર એટલી જ કે પ્રથમની પ્રવૃત્તિમા મિથ્યાત્વભાવની જે ઘણી પ્રબલતા હતી, તે છેલ્લા યથાપ્રવૃત્તિકરણ કાલમા કઇક મદ થઇ જાય છે

## વિસ્તૃત વ્યાખ્યા.

અકામનિર્જરાદ્વારા જીવને જ્યારે બે પુદ્ગલ પરાવર્ત જેટલો સમય બાકી રહે છે, ત્યારે જીવને નિર્વિકલ્પ ધર્મ સાભળવાની ઇચ્છા થાય છે, તે સમયને જૈનદર્શનમા શ્રવણ સન્મુખી કાલ કહેવામા આવે છે આવી રીતે સમગ્ર-પરિભ્રમણ કરતા જ્યારે મુક્તિ મેળવવામા અર્થાત્ આત્માની સર્વોત્કૃષ્ટ શક્તિનો આવિર્ભાવ કરવામા દોઢ પુદ્ગલ પરાવર્ત જેટલો સમય બાકી રહે, તે કાલમા પ્રથમની અપેક્ષાએ પરિણામ કઇક શુદ્ધ હોવાથી ધર્મિક માર્ગમા પ્રવૃત્તિ કરાવવાને અનુકૂલ માર્ગાનુસારિના ગુણોને પ્રાપ્ત કરવાની ચાહના થાય છે અને તે પ્રમાણે તે જીવ ધર્મના માર્ગમા આવવાની તૈયારી કરે છે, તે કાલને માર્ગસન્મુખ કાલ કહેવામા આવે છે

એવીજ રીતે કર્મોને અકામનિર્જરાદ્વારા ઓછા કરતો જીવ જે સમયે એકપુદ્ગલપરાવર્ત સસાર-પરિભ્રમણ બાકી રાખે છે, તે વખતે બીજા તમામ પ્રકારના બાહ્ય આડબરવાળા ધર્મોના માર્ગનો ત્યાગ કરી વીતરાગપ્રદર્શિત માર્ગને પ્રાપ્ત કરવાની જિજ્ઞાસા કરે છે સાથે મિથ્યાત્વ વાસના મદ થવાથી અધ્યાત્મવિષયક શુદ્ધાશુદ્ધની ઓલખાણ

કરવા ની પણ તેને ઇચ્છા થાય છે એવા સમયવિશેષને ધર્મ-યૌવનકાલ કહેવામા આવે છે ઉપર્યુક્ત ધર્મયૌવનકાલમા જ યથાપ્રવૃત્તિકરણ પોતાના કાર્યનો પ્રારભ કરવા મડી જાય છે જ્યારે યથાપ્રવૃત્તિકરણ પોતાનુ કાર્ય કરે છે, ત્યારે તેની સત્તાના સમયમા અકામનિર્જરાના વિશેષરૂપથી થતા તમામ કર્મોની સ્થિતિ ઓછી કરી નાખે છે

## કર્મોના આઠ ભેદ

જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય આયુષ્ય, નામ, ગોત્ર અને અતરાય તેમા મોહનીયકર્મની સીત્તેર કોડાકોડી સાગરોપમની સ્થિતિમાથી તમામ ખપાવીને કેવલ પલ્યોપમનો અસખ્યાતમો ભાગ ઓછી એવી એક કોડાકોડી સાગરોપમ જેટલી સ્થિતિ બાકી રાખે છે, તેવીજ રીતે આયુષ્યકર્મ સિવાય બીજા તમામમા સમજવુ

તાત્પર્યાર્થ—પ્રથમ જે વ્યક્તિ સિત્તેર કોડાકોડી સાગરોપમની સ્થિતિવાળુ મોહનીય કર્મ બાધતી હતી, તે જ વ્યક્તિ યથાપ્રવૃત્તિકરણકાલમા તેના પ્રાબલ્યથી કઈક ઓછુ એવુ એક કોડાકોડી સાગરોપમની સ્થિતિવાળુ નવુ પણ તેટલુ બાધવા લાગે છે અને પાસે પણ પુરાણુ તેટલી જ સ્થિતિવાળુ રાખે છે એ પ્રમાણે આયુષ્યકર્મ સિવાય બીજા તમામમાં જાણી લેવુ

પ્ર૦ ઉપયોગ સિવાય કર્મબધની સ્થિતિઓ શાથી ઘટી શકે ?

ઉ૦ જેમ કોઇ ધાન્યના કોઠારમાથી ઘણુ ઘણુ ધાન્ય બહાર કાઢતો જાય અને થોડુ થોડુ અદર નાખતો જાય, તેવી રીતે કરવાથી તે કોઠારમાથી ધાન્ય જેમ ઓછુ થઇ જાય છે, તેમ અહીં પણ ઉપયોગ સિવાય અકામનિર્જરા દ્વારા ક્ષુધા, તૃષ્ણા, છેદન, ભેદન, તાડન, તર્જન વગેરે અનેક જાતના કષ્ટો સહન કરવાથી કર્મો પણ ઓછા થઇ જાય છે અર્થાત્ પચાગ્નિતાપસહન, અજ્ઞાનજન્ય તપસ્યાઓ, ક્ષુધા તૃષ્ણા વિગેરે દ્વારા શુદ્ધ ઉપયોગ સિવાય કષ્ટો સહન કરવાથી અકામનિર્જરા ઘણા પ્રમાણમાં થાય છે, અને તે દ્વારા કર્મો પણ ઓછા થઇ જાય છે એવા સમયમા મિથ્યાત્વની મદતાને લઇને કર્મબધસ્થિતિ ઘટી જાય તેમા આશ્ચર્ય જેવુ કઇ નથી

અકામનિર્જરા—ઉપયોગ સિવાય કષ્ટોને સહન કરી કર્મોને ખપાવવા તે

પ્રથમ જે વ્યક્તિ લાબા કાલની સ્થિતિવાળા કર્મ બાધતી હતી તે વ્યક્તિ તે સ્થિતિ ઘટાડીને હવે ઓછા કાલની સ્થિતિવાળા બાધવા લાગી આ કાર્ય યથાપ્રવૃત્તિ કરણનુ સમજવુ

પ્ર૦ ઉપયોગ સિવાય કર્મની નિર્જરા કેવી રીતે થઇ શકે ?

ઉ૦ જેમ નદીમાં રહેલ પાષાણને ઘડાઇને ગોળ થવામા ઉપયોગની જરૂર રહેતી નથી, પરતુ તે પ [illegible] ઘસાતા સ્વયમેવ ગોળ સુવાળા વજનથી પણ [illegible] તેમ અહિં પણ જીવ ઉપયોગ [illegible] મના

અધ્યવસાયદ્વારા અનેક પ્રકારના ઉપર્યુક્ત કષ્ટો સહન કરી કર્મની નિર્જરા કરે છે, અને તે દ્વારા આત્મા પણ કેટલેક અંશે કર્મનો બોજો ઘટવાથી આગળ પોતાની ઉન્નતિ કરતો કરતો શુદ્ધ થાય છે

આવા પ્રકારના અધ્યવસાયો તો સંસારમા ભમતા જીવોએ અનંતી વાર પ્રાપ્ત કર્યો, પરંતુ તે દ્વારા આત્માની સાથે સંબંધ ધરાવનારી અત્યંત ચીકાશવાળી ઘણી મજબૂત એવી અનન્તાનુબંધી કષાય, મિથ્યાત્વમોહનીયરૂપ રાગ-દ્વેષ મય ગાંઠને તોડી અલગ થવાની શક્તિ ન હોવાથી તોડવા ભાગ્યશાળી થઇ શકતો નથી

કિંચ, અભવ્યજીવો પણ યથાપ્રવૃત્તિ કરણને તો ઘણીવાર મેળવી શકે છે, પણ પરિણામની મંદતા હોવાથી તે ગાંઠને તોડવામા સાધનભૂત અધ્યવસાયને પ્રાપ્ત કરી શકતા જ નથી, પરંતુ આટલી હદ સુધી પહોંચી પાછા કિચ્ચડમાં પડી જાય છે

## પલ્યોપમનું સ્વરૂપ

અહીં કર્મોની સ્થિતિ જણાવવા માટે પલ્યોપમનુ સ્વરૂપ જણાવવુ તે અસ્થાને નહીં ગણાય

એક જોજનના ઊંડા પહોળા પ્યાલાના આકાર જેવા કુવાની કલ્પના કરી એક દિવસથી સાત દિવસની ઉમરના યુગલિક મનુષ્યોના વાળના અગ્રભાગથી તે કુવો ભરવો. તેમા પણ એ અગ્રભાગના અસંખ્યાતા ટુકડા કરવા અને તેનાથી

આખો કુવો બીટકુલ ઠાસીને ભરવો, કે ચક્રવર્તીનુ સૈન્ય ચાલ્યુ જાય તો પણ નમે નહી પછી તેમાથી સો સો વર્ષે એક એક વાળ કાઢવો એમ કરતા જ્યારે તે કુવો તે વાળથી ખાલી થાય ત્યારે એક સૂક્ષ્મ અદ્ધાપલ્યોપમ થાય

જો કે આવી રીતે કોઇએ કર્યુ નથી કિન્તુ ભવ્યજીવોને સમજાવવા ખાતર પલ્યોપમની સ્થિતિ બતાવવા સારૂ કાલ્પનિક કુવાનુ દૃષ્ટાંત આપવામા આવેલ છે આટલા બધા સૂક્ષ્મ કાલનો વિચાર સામાન્ય બુદ્ધિવાળા મનુષ્યના મનોમંદિરમા જલદી ઉતરી શકે નહી, તેટલા માટે દૃષ્ટાન્ત દ્વારા સમજાવવામા આવેલ છે તેવા દશક્રોડને દશક્રોડે ગુણવાથી જે ગુણ કાર નો અંક આવે (દશ કોડા કોડીનો ગુણાકાર થાય), તેને જૈન-દર્શનમા સાગરોપમ નામ આપેલ છે

એવા દશકોડી સાગરોપમને દશ ક્રોડે ગુણવાથી દશ કોડાકોડી સાગરોપમ થાય છે, તેટલા કાળને અવસર્પિણી નામ આપેલ છે અને તેટલો જ દશ કોડાકોડી સાગરોપમનો ઉત્સર્પિણી કાળ હોય છે તે બન્નેને એકત્ર કરતા વીશ કોડા કોડી સાગરોપમને જૈનદર્શનમા કાળચક્રના નામથી ઓળખવામા આવે છે ઉપર્યુક્ત અનન્તા કાળચક્રનુ એક પુદ્ગલ પરાવર્ત નામ રાખેલ છે આ ઠેકાણે અનન્ત શબ્દનો જે પ્રયોગ કરવામા આવેલ છે, તે પણ બીજા દર્શનકારોના વિચાર પ્રમાણે તો તેની માનેલી સંખ્યાની બરાબર જ છે, પરંતુ જૈનદર્શન સૂક્ષ્મબુદ્ધિદ્વારા ઘણુ જ આગળ વધેલ હોવાથી તેની અપેક્ષાએ તો સંખ્યાવિશેષનો વાચક છે જૈનદર્શનમા અનન્તના પણ અનન્તા ભેદો છે અસંખ્યાતના અસંખ્યાતા ભેદો છે

અને સખ્યાતના સખ્યાતા ભેદો છે એ પણ વાત ભૂલવા જેવી નથી

યદ્યપિ અનન્ત શબ્દ અને અસખ્યાત શબ્દ વ્યુત્પત્તિ-નિમિત્તથી તો એકજ અર્થના સૂચક છે તો પણ આ ઠેકાણે તે પારિભાષિક શબ્દ હોવાથી તે બન્નેમા ઘણોજ તફાવત છે

ફિચ પલ્યોપમના પણ ઉદ્ધાર, અદ્ધા અને ક્ષેત્ર પલ્યોપમ એમ મુખ્ય ત્રણ ભેદ છે અને તે દરેકના પણ સૂક્ષ્મ અને બાદર એમ બબ્બે ભેદો છે પરતુ અહીં કર્મની સ્થિતિ ઓળખાવવામા બીજાઓની જરૂર ન હોવાથી કેવલ સૂક્ષ્મ અદ્ધા પલ્યોપમનુ સ્વરૂપ બતાવવામા આવેલ છે વિશેષ ઇચ્છાવાળાએ ચોથો કર્મગ્રન્થ અને લોકપ્રકાશમા દ્રવ્યલોકનો પ્રથમ સર્ગ જોઇ જવો

## પુદ્ગલ-પરાવર્ત્તનુ સ્વરૂપ

પ્રસગોપાત્ત પુદ્ગલ-પરાવર્તનુ સ્વરૂપ સમજાવવામા આવે છે પુર્ અને ગલ્ ધાતુથી પુદ્ગલ શબ્દ બને છે

પુર્નો અર્થ-પૂર્ણ કરવુ, પુરાવવુ, એક બીજામા મળી જવુ, વધવુ વિગેરે પુરના અર્થો બતાવવા

ગલનો અર્થ-ગળવુ, વિખરવુ, વિનાશ પામવો, સડવુ, પડવુ, વિખરી જવુ, જુદા થવુ વિગેરે સમજવો એમા કેટલાક પર્યાય અર્થો છે અને કેટલાક ભિન્ન પણ છે

પરાવર્ત્ત-પરિવર્તન થવુ, ઘુમવુ, ફરવુ, રૂપાન્તરને પ્રાપ્ત કરવુ વિગેરે

એક પરમાણુથી લઇ અનન્તાનન્ત પરમાણુનુ બનેલ રૂપી

દ્રવ્ય માત્રનુ જૈનદર્શનમા પુદ્ગલ એવુ નામ આપવામા આવેલ છે તે પુદ્ગલોનુ પરાવર્તન થવુ, ઘૂમવુ, ફરવુ વિગેરે વ્યુત્પત્તિજન્ય અર્થો સમજવા, પરંતુ પ્રસ્તુતમા ઉપયુંક્ત અર્થ અનુપયોગી હોવાથી વ્યુત્પત્તિજન્ય અર્થનો ત્યાગ કરી પ્રવૃત્તિનિમિત્તભૂત અર્થને ગ્રહણ કરવામા આવ્યો છે, પુદ્ગલ શબ્દનુ પ્રવૃત્તિનિમિત્ત કાલવિશેષ સમજવો જેમ ગોશબ્દનો વ્યુત્પત્તિજન્ય ગમનરૂપ અર્થ સૂતેલી, બેઠેલી, ઉભી રહેલી ગાયમા ન ઘટતો હોવાથી અને ચાલતા મનુષ્યમા લાગુ પડવાથી તે ગમનરૂપ અર્થનો ત્યાગ કરી પ્રવૃત્તિનિમિત્તરૂપ ગલકબલ વિગેરે અવયવોવાળી વ્યક્તિવિશેષને લેવામા આવે છે, તેમ અત્ર પણ પુ ગલોનુ પરિવર્તન છે જે કાલવિશેષમાં એવો બહુવ્રીહિ સમાસ કરી પ્રવૃત્તિનિમિત્તરૂપ કાલવિશેષને લેવામા તમામ પુદ્ગલ પરાવર્તમાં તે અર્થ લાગુ પડવાથી કોઇ જાતની અડચણ તેમાં ઉભી થઇ શકતી નથી

તેના ચાર ભેદ છે દ્રવ્ય પુ ગલપરાવર્ત, ક્ષેત્ર પુદ્ગલપરાવર્ત, કાલ પુદ્ગલ-પરાવર્ત અને ભાવ પુદ્ગલપરાવર્ત તેમા દરેકના સૂક્ષ્મ અને બાદર એ બે ભેદ પડવાથી એકદર આઠ ભેદ થાય છે

ઔદારિક પુદ્ગલોની વર્ગણા, વૈક્રિય શરીરવર્ગણા, તૈજસ શરીરવર્ગણા, ભાષાવર્ગણા, શ્વાસોચ્છ્વાસ વર્ગણા, મનોવર્ગણા, કાર્મણવર્ગણા એમ વર્ગણાઓના સાત ભેદ છે વર્ગણા એટલે પરમાણુઓના સમુદાયથી બનેલ સ્કન્ધવિશેષ સમજવો

ઉપર્યુક્ત સાત પ્રકારની વર્ગણાઓને ઔદારિક રૂપે ગ્રહણ કરીને પાછી મૂકી દેવી અર્થાત ઔદારિક શરીરના ઉપયોગમા લઇ તેનો ત્યાગ કરવો તેવીજ રીતે વૈક્રિય શરીરના ઉપયોગ માટે લઇને તે રૂપે પરિણમાવીને ત્યાગ કરવો તૈજસરૂપે પરિણમાવીને તેનો ત્યાગ કરવો તેવીજ રીતે ભાષારૂપે, શ્વાસોચ્છ્વાસરૂપે, મનરૂપે અને કાર્મણરૂપે પરિણમાવીને અર્થાત તેને કાર્ય માટે ઉપયોગમા લઈને પછી તેનો ત્યાગ કરનો એવી રીતે કરતા જ્યારે તમામ વર્ગણાઓનો સ્પર્શ થઇ જાય–કોઇ પણ વર્ગણા સ્પર્શ્યા વિનાની બાકી ન રહે એવી રીતે સ્પર્શ કરતાં જેટલો ટાઇમ જાય, તેટલા સમયને જૈનદર્શનમા બાદર પુદ્ગલ-પરાવર્ત્ત નામ આપવામા આવ્યુ છે જો કે આની જરૂર પડતી નથી, સૂક્ષ્મની જરૂર પડે છે, પરંતુ બાદર જાણ્યા સિવાય સૂક્ષ્મ જાણી શકાય તેવુ ન હોવાથી બાદરની થોડી ઓલખાણ આપેલ છે

## સૂક્ષ્મ દ્રવ્ય પુદ્ગલપરાવર્તની ઓળખાણ

જે સ્થાનમા જીવ, પુદ્ગલ, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય વિગેરે દ્રવ્યો છે, તે સ્થાનવિશેષને લોકાકાશ કહેવામા આવે છે તે લોકાકાશમા જેટલા પુદ્ગલો છે, તે તમામને ઔદારિક શરીરપણે અર્થાત્ સ્થૂલશરીરપણે પરિણમાવીને છોડી દેવાં

તાત્પર્યાર્થ –મનુષ્ય, તિર્યંચ વિગેરે ભવોમા ખૂબ ભ્રમણ કરતાં તે તમામ પુદ્ગલોને સ્થૂલ શરીરના ઉપયોગમા લઇ મૂકી દેવા તેમા પણ જો વચ્ચે વચ્ચે બીજા વિજાતીય લેવામા

આવે, યા પોતાનો ક્રમ છોડી વ્યુત્ક્રમથી લેવામાં આવે તો તેની ગણના થઈ શકે નહીં, કિન્તુ ઓદારિક શરીરપણે જે અનુક્રમથી ફરસ્યા હોય,એકપણ છોડી દીધેલ ન હોય તેની જ અત્ર ગણના સમજવી એવી જ રીતે દરેક જાતના પુ ગલો માટે સમજવુ

જેનાથી સ્થલ શરીર–દશ્ય શરીર બન છે, તેનુ ઓદારિક નામ સમજવુ

જે અનેક પ્રકારની ક્રિયા કરવામા સમર્થ હોય, ન્હ નાનુ મોટુ કરી શકાય,મ્હોટાનુ નાનુ કરી શકાય,અનેકના એક થઈ શકે, એકના અનેક થઈ શકે, સુક્ષ્મનુ સ્થલ અને સ્થુલનુ સૂક્ષ્મ બનાવી શકાય, દશ્યનુ અદશ્ય અને અદશ્યનુ દશ્ય, ભૂમિપરનુ ખેચર અને ખેચરનુ ભૂમિચર એવી રીતે અનેક પ્રકારનુ વિચિત્ર શક્તિવાળુ જે હોય તે વૈક્રિય કહેવાય

ઉપયુક્ત તમામ પુગ્ગલોને વૈક્રિય શરીરના ઉપયોગમા અનુક્રમે લઈ પરિણમાવીને મૂકી દેવા

તૈજસ તે કહેવામા આવે છે કે જે ભોજન કરેલા આહા ને પકાવવામા સમર્થ, કોઇને શાપદ્વારા બાળી નાખવામા અને કોઈ શાપદ્વારા બીજાન તે પુ ગલોથી બાળતો હોય તો તેને શાત કરવા શીત પુગ્ગલોનો ઉપયોગ કરવામા વિગેરે તમામ કાર્યોમા જે સમર્થ હોય તે તૈજસ જાણુવુ તે રૂપે પણ આખા લોકમા રહેલા પુગ્ગલોને પરિણમાવીને મૂકી દેવા તેવીજ રીતે ભાષા વિગેરેમા પણ સમજવુ

ભાષાવગણા —ભાષારૂપે પરિણમાવવામા ઉપયોગી

થઇ પડે તે શ્વાસોચ્છ્વાસવર્ગણા —શ્વાસોચ્છ્વાસરૂપે પરિણમાવવામા ઉપયોગી થઇ પડે તે

કાર્મણ શરીર તેને કહેવામા આવે છે કે જે ભવાન્તરમા આત્મા સાથે જવા આવવામા સમર્થ હોય અને જ્યા સુધી મોક્ષ પ્રાપ્ત ન થાય, ત્યાં સુધી કાયમ રહે, તે વર્ગણાઓને પણ તે રૂપે પરિણમાવીને છોડી દેવી

ભાવાર્થ —ઔદારિક શરીરપણે, વૈક્રિય શરીરપણે, તૈજસ શરીરપણે, ભાષાપણે, શ્વાસોચ્છ્વાસપણે, મનોપણે, અને કાર્મણ શરીરપણે અનુક્રમે તમામ પુદ્ગલોને પરિણમાવતા જેટલો કાળ થાય, તેટલા કાળવિશેષને સૂક્ષ્મ દ્રવ્યપુદ્ગલ પરાવર્ત કહેવામા આવે છે

ક્ષેત્ર પુદ્ગલપરાવર્તનુ સ્વરૂપ —જે સ્થાનમા જીવ પ્રથમ મરણ પામ્યો હોય અને ફરી તેની એકદમ નજદિકના પાસેના પ્રદેશમા મરણ પ્રાપ્ત કરે, અને આડોઅવળો ન મરણ પામે, તો જ તે ગણવામા આવી શકે, બીજે સ્થળે ઘણીવાર મરણ પામે તોપણ તેને બાદ કરી એકદમ તદન પાસે જઇને મરણ પામે તો જ તેની ગણના સમજવી તેવીજ રીતે અનુક્રમે મરણ પ્રાપ્ત કરી સમગ્ર લોકાકાશના તમામ પ્રદેશો સ્પર્શી એક પણ બાકી રાખે નહીં, તેમ કરતા જેટલો ટાઇમ જાય તેનુ નામ સૂક્ષ્મ ક્ષેત્ર પુદ્ગલપરાવર્ત જાણવુ અને જો તે તમામ પ્રદેશો ગમે તે રીતે પણ મરણ કરતા કરતા સ્પર્શી નાખે, તો તેનુ નામ બાદર ક્ષેત્ર પુદ્ગલ-પરાવર્ત સમજવુ.

કાળ પુદ્‍ગલપરાવર્તનું વિવેચન —દશ કોડાકોડી સાગરોપમના માનવાળા અવસર્પિણી કાલના પ્રથમ સમયે જે મર્યો હોય અને ફરીથી સેંકડો વાર તેથી ઉલટા પલટા સમયમા મર્યો હોય, પરંતુ જ્યારે તે અવસર્પિણી બીજી વાર આવે અને તેના બીજા સમયમા જો મરે તો જ તેની અત્ર ગણના થઇ શકે એવીજ રીતે ફરીથી પણ આવતી અવસર્પિણીના ત્રીજા સમયે જ મરે, આડોઅવળો ન મરે તો તેની ગણના સમજવી એમ અનુક્રમે મરતાં મરતા અવ સર્પિણી કાળના જેટલા સમયો થાય, તે તમામને પૂર્વોક્ત અનુક્રમે મરી ફરસે એક પણ બાકી રાખે નહી તો તેનુ કાળથી સૂક્ષ્મ પુદ્‍ગલપરાવર્ત નામ સમજવુ અને જો વ્યતિક્રમે મરી તેટલા સમયોને ફરસે તો બાદર કાળપુદ્‍ગલ પરાવર્ત નામ જાણવુ

ભાવ પુદ્‍ગલપરાવર્તનુ વિવેચન —કોઇક જીવ પ્રથમ સર્વથી જઘન્ય કહેતા અત્યંત મંદ એવા કષાય જન્ય અધ્યવસાયે મર્યો હોય, અને ફરીથી પણ તેના જ લગોલગના અધ્યવસાયે મરે બીજા અધ્યવસાયે મરે તો, તેની ગણના અત્ર થઇ શકે નહી તેવીજ રીતે લગોલગના તમામ કષાયજન્ય અધ્યવસાયોએ અનુક્રમે મરી મરીને ફરસીને મૂકી દે–એક પણ છોડે નહિ–તો તેનુ સૂક્ષ્મ ભાવ પુદ્‍ગલપરાવર્ત નામ જાણવુ વચમા વ્યુત્ક્રમે મરતા અનંતો કાળ જાય, તો પણ તે લેખામા આવી શકે નહિ, કિંતુ અનુક્રમે મરીને પૂરા કરે, તો જ તેની ગણના સમજવી

એવી રીતે અનુક્રમે ફરસી મરવાથી સૂક્ષ્મ ભાવપુદ્ગલપરાવર્ત સમજવુ, અને વ્યુત્ક્રમે ફરસી મરવાથી બાદર ભાવપુદ્ગલપરાવર્ત સમજવુ

સૂક્ષ્મ દ્રવ્યપુદ્ગલપરાવર્તથી, સૂક્ષ્મ ક્ષેત્રપુદ્ગલપરાવર્તે, ઘણો ટાઇમ વ્યતીત થાય છે, તેથી પણ સૂક્ષ્મ કાળપુદ્ગલપરાવર્તમા અધિક ટાઇમ ચાલ્યો જાય છે, અને તેથી પણ સૂક્ષ્મ ભાવપુદ્ગલપરાવર્તમા ઘણો ટાઇમ જાય છે

સસારમા પરિભ્રમણ કરતા આ જીવે તેવા અનતા પુદ્ગલપરાવર્તો કર્યા, છતા હજુ અત આવ્યો નહિ જ્યા સુધી સમ્યક્ત્વની પ્રાપ્તિ ન થાય ત્યા સુધીનો તમામ કાળ નકામો જ સમજવો જેમ એકડા સિવાયના મીંડા નકામા છે, તેમ સમ્યક્ત્વ સિવાયનો તમામ ટાઇમ નકામો જ સમજવો જો લગાર આખ ખોલી વિચાર કરે કે, જ્યારે એક જ પુદ્ગલપરાવર્તમા અનતા કાળચક્ર જેટલો ટાઇમ ચાલ્યો જાય છે, ત્યારે અનતા પુદ્ગલપરાવર્તોની વાત જ શી કરવી !!!

ઉપર્યુક્ત અનતા પુદ્ગલપરાવર્તમાથી જે જીવને એક પુદ્ગલપરાવર્ત જેટલો ટાઇમ બાકી રહે, ત્યારે તે જીવને યથાપ્રવૃત્તિકરણ નામનો અધ્યવસાય ફરસે છે, તે વાત આપણે જોઇ ગયા

## આગળ ઉત્કર્ષ થવાનો માર્ગ.

સમ્યક્ત્વ શબ્દનો વાસ્તવિક અર્થ સાચુ તત્ત્વદર્શન

સમજવુ તેનુ સ્વરૂપ પણ જૈનદર્શનમા ઘણુજ બારીકાઇથી સમજાવવામા આવેલુ હોવાથી બંધુઓને તો તે સાભળવાથી પણ એકદમ નવાઇ જેવુ લાગી આવે છે

ઉપયુકત આઠ કર્મો પૈકી મોહનીયકર્મની સ્થિતિ ઘણીજ વિચિત્ર પ્રબલ સત્તાવાળી છે તેના મુખ્ય બે ભેદ છે — ૧ દર્શનમોહનીય, ૨ ચરિત્રમોહનીય તેમા પણ દર્શન મોહનીય કર્મની ઉદયાવસ્થામા આત્મશક્તિ બીલકુલ આચ્છાદિત થની હોવાથી, સારા નરસાનુ કંઇપણ ભાન જ થતુ નથી તે અવસ્થામા પોતાનુ વાસ્તવિક સ્વરૂપ તથા પરરૂપનુ દર્શન અથવા ભેદજ્ઞાન સપાદન કરવુ, યા પોતાના સ્વરૂપમા સ્થિર રહેવુ, અગર આદી ભાષામા કહીયે તો દેવ, ગુરુ, ધર્મ, જીવ, અજીવ વિગેરે પદાર્થો પર શુદ્ધાશુદ્ધનો ખ્યાલ કરવો અર્થાત્ સત્ અસતના વિવેચનપૂર્વક સત્યને શ્રદ્ધાકોટિમા લાવવુ વિગેરે કઇ પણ કાર્ય જીવ કરી શકતો નથી ઉપયુકત તમામ કાર્યોમા દર્શનમોહનો પ્રતિબધ સમજવો

સ્વરૂપમા સ્થિત રહેવારૂપ ચારિત્રને અટકાવનાર પરિણામવિશેષને ચારિત્રમોહ સમજવો

એટલાજ કારણ માટે પ્રથમત દર્શનમોહને જીતવાની ખાસ જરૂર છે જ્યા સુધી દર્શનમોહને જીતાય નહિ ત્યા સુધી વાસ્તવિક તત્ત્વાર્થમાં શ્રદ્ધાનરૂપ સમ્યક્ત્વ મળી શકે નહીં

જ્યારે કર્મોની સ્થિતિઓ ઘટવાની, ત્યારેજ દર્શનમોહ

ઘટવાનો એટલા માટે પહેલા કર્મોની સ્થિતિઓને જોવાની ખાસ જરૂર છે જ્ઞાનાવરણ, દર્શનાવરણ, વેદનીય, અતરાય આ ચાર કર્મોની સ્થિતિ ત્રીસ કોડાકોડી સાગરોપમની છે મોહનીય કર્મની સ્થિતિ સિત્તેર કોડાકોડી સાગરોપમની છે નામ કર્મ અને ગોત્રકર્મની વીશ કોડાકોડી સાગરોપમની અને આયુષ્યકર્મની તેત્રીસ સાગરોપમની છે આ સર્વ ઉત્કૃષ્ટ સ્થિતિઓ સમજવી જઘન્ય સ્થિતિ તો વેદનીય કર્મની બાર મુહૂર્તની, મતાન્તરે અતર્મુહૂર્તની નામ અને ગોત્રકર્મની આઠ મુહૂર્તની, અને બાકીના બીજા કર્મોની અતર્મુહૂર્તની સમજવી

નવ સમયથી માંડી બે ઘડીમા એક સમય બાકી હોય, તે તમામને અતર્મુહૂર્ત કહેવામા આવે છે સમય સૂક્ષ્મકાળ વિશેષનુ નામ છે આખ મીચીને ખોલવામા પણ અસખ્યાતા સમયો જાય છે

કર્મ દ્રવ્યે નો જેટલા ટાઇમ પર્યંત આત્માની સાથે સબધ રહે, તે ટાઇમનુ સ્થિતિ નામ સમજવુ વધુમા વધુ જ્યાં સુધી રહે, તેનુ નામ ઉત્કૃષ્ટ સ્થિતિ જાણવુ અને ઓછામા ઓછા જ્યા સુધી રહે, તેનુ નામ જઘન્ય સ્થિતિ સમજવુ વચલા કાળનુ નામ મધ્યમ સ્થિતિ જાણવુ

આત્માના જે પરિણામવિશેષને લઇને આયુષ્યકર્મ છોડી બાકીના કર્મોની સ્થિતિ તમામ ખપાવીને, કઇક ઓછી એક કોડાકોડી સાગરોપમ જેટલી બાકી રાખે, તે પરિણામ-વિશેષને યથાપ્રવૃત્તિ કરણના નામથી ઓળખવો

આવા પ્રકારનો પરિણામ જીવોને અનેક વાર મળી આવે છે અને તે દ્વારા નદીપાષાણન્યાયની માફક કર્મોને પણ ઘણા અંશે ઓછા કરી નાખે છે, પરન્તુ જે જીવોને ભવ્યત્વનો પરિપાક થયો નથી, તેવા ભવ્યાત્માઓ તથા અભવ્યો પણ અનેક વાર આટલી બધી હદ સુધી તે આવીને આગળ નહી વધતા પાછાજ ફરી જાય છે તેમા સામગ્રીની વિકલતા સિવાય બીજુ કઇ પણ સમજવુ નહીં

આગળ નહી વધવામા રાગ-દ્વેષરૂપી ઘણી મજબૂત ગ્રંથિ વિઘ્નરૂપ છે તેનો જો છેદ કરી શકે, તો જ આગળ વધી શકાય, અને તેનો છેદ કરવામા અપૂર્વકરણ એ જ કારણ છે, અને તે તો તેમની પાસે વંધ્યાને પુત્રપ્રાપ્તિના મનોરથની માફક છે જ નહી, તો પછી તેઓ કેવી રીતે આગળ વધી શકે, તે વાત સહેજે સમજી શકાય તેવી છે

અજ્ઞાનપૂર્વક કષ્ટોને સહન કરવાથી પેદા થયેલ, દુઃખો-દ્વારા ઉત્પન્ન થયેલ ઘણીજ થોડી જે આત્મશુદ્ધિ, તેનુ નામ જ યથાપ્રવૃત્તિકરણ સમજવુ જો કે યથાપ્રવૃત્તિ કરણની વ્યાખ્યા પૂર્વે કહેવામા આવી છે, તો પણ સિંહાવલોકન ન્યાયથી અહિ વિશેષરૂપથી સમજાવવામા આવેલ છે તે ખાસ લક્ષમા રાખવુ

## અપૂર્વ કરણ

ઉપર જણાવવામા આવેલ, તેથી કંઇક અધિક આત્મશુદ્ધિના સાધનો વીર્યોલ્લાસાદિ જ્યારે પ્રાપ્ત કરે, ત્યારેજ ઉપર્યુક્ત ગાંઠને તોડવા ઉદ્યમશીલ થઇ શકે છે અને તે અધ્યવસાયનુ નામ જ અપૂર્વ કરણ સમજવુ અપૂર્વકરણ

એવુ નામ એટલા માટે કહેવામા આવે છે કે આ જીવે આવો અધ્યવસાય, કોઇ પણ વાર પૂર્વે પ્રાપ્ત નહી કરેલ હોવાથી અપૂર્વ વસ્તુ મળી આવે, ત્યારે તેનુ તે નામ સાર્થક જ કહી શકાય

## અનિવૃત્તિકરણ

આના પછી, તેનાથી પણ અધિક આત્મશુદ્ધિમા સાધનભૂત, વીર્યોલ્લાસની સીમા જ્યારે એકદમ આગળ વધતી જાય છે, ત્યારે અવશ્ય તે આત્મા દર્શનમોહનો વિજય કરવા ભાગ્યશાલી થઈ શકે છે આ વ્યાખ્યાથી લક્ષણ પણ વ્યજિત થાય છે કે, દર્શનમોહનો વિજય પ્રાપ્ત કરવામા સાધનભૂત અધ્યવસાયને, જૈનદર્શનમા અનિવૃત્તિકરણ એવુ નામ આપવામા આવેલ છે તાત્પર્ય એ છે કે જે પરિણામ, આવ્યા બાદ પોતાનુ કાર્ય કર્યા સિવાય પાછો જાયજ નહી, તેનુ નામ અનિવૃત્તિકરણ સમજવુ

ઉપર કહેવામા આવેલા ત્રણ કરણો પૈકી જે જીવ અપૂર્વકરણ દ્વારા ગ્રન્થીભેદ કરી, આગળ વધવા ભાગ્યશાલી થાય છે, તેને જ અનિવૃત્તિકરણનુ સામ્રાજ્ય મળી શકે છે, અર્થાત્ મોક્ષમાર્ગના પ્રથમ કારણભૂત સમ્યગ્ દર્શનને, તે જ પ્રાપ્ત કરી શકે છે

## અપૂર્વકરણમાં થતાં અપૂર્વ કાર્યો

સ્થિતિઘાત, રસઘાત, ગુણશ્રેણિ અને ગુણસક્રમણ આ

ચાર કાર્યોની અપૂર્વતા હોવાથી તેનુ નામ અપૂર્વકરણ રાખવામા આવ્યુ છે

## સ્થિતિઘાતનુ સ્વરૂપ

સ્થિતિનો જે ઘાત તે સ્થિતિઘાત કહેવાય, સ્થિતિ એટલે જ્ઞાનાવરણાદિ કર્મોનુ આત્માની સાથ, અમુક ટાઇમ (સ્થિતિ) સુધી રહેવાપણુ તે અને ઘાત એટલે ઓછી કરવી, હ્રાસ કરવો, ઘટાડવુ

કર્મોની સ્થિતિઓને અલ્પ કરવામા, હ્રાસ કરવામા, યા ઘટાડવામા સાધનભૂત જે પરિણામવિશેષ, તેનુ નામ અપવર્તનાકરણ સમજવુ અપૂર્વકરણમા આની પણ ખાસ જરૂર રહે છે

ભાવાર્થ —જ્ઞાનાવરણીય વિગેરે કર્મોની લાબા કાળ સુધી ભોગવવા લાયક સ્થિતિનો અપવર્તનાકરણ દ્વારા જે હ્રાસ કરવો યા ઓછી કરવી, તે સ્થિતિઘાત કહેવાય અર્થાત્ જે કર્મો ઘણા કાળ સુધી ભોગવવા લાયક સ્થિતિવાળા બાધ્યા હોય, તે કર્મોની સ્થિતિને, અપવર્તનાકરણ દ્વારા ઘટાડીને, થોડા કાળમા ભોગવાઇ શકે તેવી સ્થિતિમા લાવીને જે મૂકવા તેનુ નામ સ્થિતિઘાત સમજવુ આ કાર્ય અપૂર્વકરણ કાળમા વિશેષરૂપે અપૂર્વ કરવામા આવતુ હોવાથી અપૂવકરણ એ સાર્થક નામ સમજવુ, તેમ પ્રથમ કહેવામા આવેલ છે

રસઘાતનુ સ્વરૂપ —રસથી આત્માના પરિણામવિશેષ

દ્વારા, કર્મપુદ્ગલોમા આવેલો કડવો યા મીઠો રસ લેવો, અર્થાત્ શુભાશુભ રસ સમજવો

ઘાત એટલે હ્રાસ કરવો, ઘટાડવો, મદ કરવો વિગેરે સમજવુ અપૂર્વકરણમા અશુભ પરિણામને ઘટાડવો અને શુભને વધારવારૂપ વિશેષતા વિશેષથી થતી હોવાથી એ પણ કાર્ય અપૂર્વ સમજવુ

ભાવાર્થ—જેમ લીંબડાના પાનમાથી એક શેર રસ કાઢેલો હોય, અને તેમા જે કડવાશ રહેલી છે, તે મૂળ કડવાશને એકઠાણીયો રસ કહેવામા આવે છે, તે રસને ઉકાળીને તેનો પા ભાગ બાળી નાખવાથી પોણો શેર રસ બાકી રહે, તેમા જે કડવાશ આવે, તે પ્રથમના શેર રસની કડવાશ કરતા બેગુણી હોવાથી તેનુ નામ બેઠાણીઓ રસ જાણવો

ઉપર્યુક્ત શેર રસમાથી ઉકાળી બે ભાગ જેટલો રસ બાળી નાખવામા આવે અને પછી બાકી રહેલા બે ભાગમાં જે કડવાશ આવે તે પ્રથમના કરતા ત્રણગુણી હોવાથી તેનુ નામ ત્રણઠાણીઓ રસ સમજવુ

એક શેર રસને ઉકાળી ત્રણ ભાગ બાળી નાખવાથી બાકી રહેલા પાશેર રસમા પ્રથમના શેર રસ કરતા ચારગુણી કડવાશ આવવાથી તેનુ નામ ચારઠાણીયો રસ સમજવુ તેવીજ રીતે મધુરતામા પણ શેલડીના રસનુ દ્દષ્ટાંત સમજી ઘટાવી લેવુ

આવી રીતે અહિં પણ અશુભકર્મના પુદ્ગલોની

અંદર એકગુણો, બેગુણો ત્રણગુણો, ચારગુણો રસ પરિણામની તરતમતાને લઇને હોઇ શકે છે, એ વાત ભૂલવા જેવી નથી તે દ્રષ્ટાંતથી સ્પષ્ટપણે સમજાવવામા આવે છે — જેમ કે કોઇની સાથે કલેશ થવાથી પ્રથમ એવો સામાન્ય વિચાર થાય, જે હુ તેને લાત મારીશ, પછી જ્યારે નિમિત્ત વિશેષ મળતુ ગયુ, ત્યારે વિચારની શ્રેણિ એકદમ એવી બદલાઇ ગઇ કે, તેના જેવા નાલાયકને તો લાત લાતો મારું તો પણ મને શાંતિ થાય નહી પ્રથમના વિચારમા અને બીજા વિચારમા કેટલી ભિન્નતા થઇ તે વાત દરેકને સમજમાં આવી શકે તેવી છે આટલી હદ પછી પણ વિશેષ સામગ્રી મળવાથી એવી ઇચ્છા થાય કે હુ તેના ટુકડે ટુકડા કરી નાખીશ, અને તેનાથી પણ વિશેષ ક્રોધ થવાથી મારવા લાગે છે આવી રીતે વિશેષ વિશેષ નિમિત્તો મળવાથી અશુભ પરિણામથી ગ્રહણ કરાયેલા કર્મપુદ્ગલોમા જે રસ હતો, તેના કરતા જ્યારે લાત લાતો મારવાનો વિચાર થયો તે વખતે ગ્રહણ કરવામા આવેલા પુદ્ગલોમા અશુભરસનો બમણો વધારો થયો સમજવો

તે કરતા પણ જે વખતે ટુકડે ટુકડા કરવાનો વિચાર થયો, તે વખતના પરિણામથી તો ગ્રહણ કરવામા આવેલા પુદ્ગલોમા પ્રથમના કરતા ત્રણગુણો વધારો થયો સમજવો, અને ખાસ ઇરાદા પૂર્વક મારતી વખતે તો તે પુદ્ગલોમા ચારગુણો અશુભરસનો વધારો જાણવો

આવા પ્રકારના તીવ્ર, તીવ્રતર, તીવ્રતમ અધ્યવસાયદ્વારા ગ્રહણ કરેલા કર્મપુદ્ગલોના રસનો પણ પ્રથમ કરતા એક-

ગુણો, બેગુણો, ત્રણગુણો અને ચારગુણો વધારો થાય તેમા કઇ પણ આશ્ચર્ય જેવુ છેજ નહી ઉપર્યુક્ત વિચિત્ર પ્રકારના અધ્યવસાયથી બાંધેલા કર્મપુદ્ગલોમા એકગુણાથી લેઇ ચારગુણાની હદ સુધી પહોચેલા અશુભ રસોને, અપવર્તના કરણદ્વારા ઘટાડી ઘટાડીને ઓછા કરી, તે દ્વારા મળતો જે દુખવિપાક તેને અટકાવવાનુ નામ જ રસઘાત સમજવુ આ બન્ને કાર્યો અપૂર્વકરણમા અપૂર્વ થાય છે પ્રથમની અવસ્થામા જ્યારે પરિણામની શુદ્ધિ બહુજ ઓછી હતી, ત્યારે રસઘાત અત્યલ્પ થતો હતો અને આ વખતે પરિણામશુદ્ધિ અપૂર્વ હોવાથી રસઘાત ઘણો કરવામા આવે છે, આટલી ભિન્નતા અવશ્ય ખ્યાલમા રાખવી

ગુણશ્રેણિનુ સ્વરૂપ —પ્રથમ નિર્જરા માટે કર્મપુદ્ગલોની રાશીઓ ઘણા કાળમા થોડી થોડી કરવામા આવતી હતી તે અહિ થોડા કાળમા ઘણી ઘણી કરવામા આવે છે અર્થાત્ કર્મોને ઓછા કરવાની ખાતર કર્મપુદ્ગલોની રાશિઓને પ્રથમ ઘણા કાળમા જે થોડી કરવામા આવતી હતી, તે અત્યારે થોડા કાળમા ઘણી કરવામા આવે છે આ પણ એક અપૂર્વ કાર્ય સમજવુ

ગુણસક્રમણ —શુભ અધ્યવસાયદ્વારા બધાતા શુભ પુદ્ગલોની અદર, અશુભ કર્મના પુદ્ગલોને સમયે સમયે અસખ્યાતગુણા વધારે નાખતા જવુ

ભાવાર્થ —પહેલા સમયમા જે નાખવામા આવ્યા હતા, તેના કરતા બીજા સમયે તેથી અસખ્યાતગુણા વધારે નાખવા,

અદર એકગુણો, બેગુણો ત્રણગુણો, ચારગુણો એમ, પરિણામની તરતમતાને લઇને હોઇ શકે છે, એ વાત ભૂલવ જેવી નથી તે દૃષ્ટાંતથી સ્પષ્ટપણે સમજાવવામા આવે છે — જેમ કે કોઇની સાથે ક્લેશ થવાથી પ્રથમ એવો સામાન્ય વિચાર થાય, જે હુ તને લાત મારીશ, પછી જ્યારે નિમિત્ત વિશેષ મળતુ ગયુ, ત્યારે વિચારની શ્રેણિ એકદમ એવી બદલાઇ ગઇ કે, તેના જેવા નાલાયકને તો સાત લાતો મારુ તો પણ મને શાંતિ થાય નહી પ્રથમના વિચારમા અને બીજા વિચારમા કેટલી ભિન્નતા થઇ તે વાત દરેકને સમજમાં આવી શકે તેવી છે આટલી હદ પછી પણ વિશેષ સામગ્રી મળવાથી એવી ઇચ્છા થાય કે હુ તેના ટુકડે ટુકડા કરી નાખીશ, અને તેનાથી પણ વિશેષ ક્રોધ થવાથી મારવા લાગે છે આવી રીતે વિશેષ વિશેષ નિમિત્તો મળવાથી અશુભ પરિણામથી ગ્રહણ કરાયેલા કર્મપુદ્ગલોમા જે રસ હતો, તેના કરતા જ્યારે સાત લાતો મારવાનો વિચાર થયો તે વખતે ગ્રહણ કરવામા આવેલા પુદ્ગલોમા અશુભરસનો બમણો વધારો થયો સમજવો

તે કરતા પણ જે વખતે ટુકડે ટુકડા કરવાનો વિચાર થયો, તે વખતના પરિણામથી તો ગ્રહણ કરવામા આવેલા પુદ્ગલોમા પ્રથમના કરતા ત્રણગુણો વધારો થયો સમજવો, અને ખાસ ઇરાદા પૂર્વક મારતી વખતે તો તે પુદ્ગલોમા ચારગુણો અશુભરસનો વધારો જાણવો

આવા પ્રકારના તીવ્ર, તીવ્રતર, તીવ્રતમ અધ્યવસાયદ્વારા ગ્રહણ કરેલા કર્મપુદ્ગલોમા રસનો પણ પ્રથમ કરતા એક-

ગુણો, ત્રિગુણો, ત્રણગુણો અને ચારગુણો વધારો થાય તેમાં કંઈ પણ આશ્ચર્ય જેવુ છેજ નહી ઉપર્યુક્ત વિચિત્ર પ્રકારના અધ્યવસાયથી આવેલા કર્મપુદ્ગલોમા એકગુણાથી લેઈ ચારગુણાની હદ સુધી પહોચેલા અશુભ રસોને, અપવર્તના કરણદ્વારા ઘટાડી ઘટાડીને ઓછા કરી, તે દ્વારા મળતો જે દુ ખવિપાક તેને ઝટકાવવાનુ નામ જ રસઘાત સમજવુ આ બન્ને કાર્યો અપૂર્વકરણમા અપૂર્વ થાય છે પ્રથમની અવસ્થામા જ્યારે પરિણામની શુદ્ધિ બહુજ ઓછી હતી, ત્યારે રસઘાત અત્યલ્પ થતો હતો અને આ વખતે પરિણામશુદ્ધિ અપૂર્વ હોવાથી રસઘાત ઘણો કરવામા આવે છે, આટલી ભિન્નતા અવશ્ય ખ્યાલમા રાખવી

ગુણશ્રેણિનુ સ્વરૂપ —પ્રથમ નિર્જરા માટે કર્મપુદ્ગલો ની રાશીઓ ઘણા કાળમા થોડી થોડી કરવામા આવતી હતી તે અહિં થોડા કાળમા ઘણી ઘણી કરવામા આવે છે અર્થાત કર્મોને ઓછા કરવા ની ખાતર કર્મપુદ્ગલોની રાશિઓને પ્રથમ ઘણા કાળમા જે થોડી કરવામા આવતી હતી, તે અત્યારે થોડા કાળમા ઘણી કરવામા આવે છે આ પણ એક અપૂર્વ કાર્ય સમજવુ

ગુણસંક્રમણ —શુભ અધ્યવસાયદ્વારા બંધાતા શુભ પુદ્ગલો ની અંદર, અશુભ કર્મના પુદ્ગલોને સમયે સમયે અસખ્યાતગુણા વધારે નાખતા જવુ

ભાવાર્થ —પહેલા સમયમા જે નાખવામા આવ્યા હતા, તેના કરતા બીજા સમયે તેથી અસખ્યાતગુણા વધારે નાખવા,

અને તે કરતા પણ ત્રીજા સમયમા અસખ્યાતગુણા વધારે નાખવા, તે કરતા ચોથા સમયમા અસખ્યાતગુણા વધારે એવી રીતે જેટલો અપૂર્વકરણનો કાળ છે, ત્યા સુધી જાણવુ. તાત્પર્યાર્થ -પરિણામની વિશુદ્ધિદ્વારા અશુભને પણ જે શુભરૂપે બનાવવુ, તેનુ નામ જ ગુણસક્રમણ કહેવાય આ કાર્યને પણ અત્ર અપૂર્વ સમજવુ

બ ધનુ સ્વરૂપ —પહેલા જે વ્યક્તિ આત્મશુદ્ધિ થોડી હોવાથી, ઘણા કાળની સ્થિતિવાળા કર્મ બાધતી હતી, તે જ વ્યક્તિ આત્મશુદ્ધિ વધવાથી, થોડા કાળની સ્થિતિવાળા કર્મો બાધે છે અર્થાત્ પ્રથમ સમયના કરતા બીજા સમયમા ઓછી સ્થિતિવાળા કર્મોને બ ધ કરે છે, તેના કરતા ત્રીજા સમયમાં ઓછી સ્થિતિવાળાં બાધે છે, અને તેથી પણ ઓછી સ્થિતિવાળા ચોથા સમયમા બાધે છે એવી રીતે અતર્મુહૂર્તપર્યંત જાણવુ આ કાર્ય પણ અત્ર અપૂર્વ સમજવુ આવી રીતે અપૂર્વ કાર્યો અપૂર્વકરણમા થતા હોવાથી તેનુ અપૂર્વકરણ નામ સાર્થક સમજવુ

ઉપર કહેવામા આવેલા સ્વરૂપવાળા અપૂર્વકરણ દ્વારા અપૂર્વ કાર્યો કરવાપૂર્વક, ગ્રથિનો ભેદ કરી, આગળ વધવા ભાગ્યશાળી થનાર જીવ અનિવૃત્તિકરણ નામના અધ્યવસાયના પ્રાબલ્યથી, મિથ્યાત્વમોહનીય કર્મદ્રવ્યો, જે લાબા કાળની સ્થિતિ ધરાવનારા હતા, તેના બે ભાગ કરે છે તેમા પહેલા ભાગમાના ઘણા કાળ પર્ય ત ભોગવાઇ શકે, એવા મિથ્યાત્વમોહનીય કર્મદ્રવ્યોને અતર્મુહૂર્તમાત્ર

કાળમા ખપી જાય, તેવી સ્થિતિવાળા બનાવી દે છે અને બીજો ભાગ તો લાબા કાળનો રહે જ છે આવી રીતે મિથ્યાત્વ મોહનીય કર્મદ્રવ્યોનો એક ભાગ ઘણા લાબા કાળની સ્થિતિ-વાળો, અને બીજો ભાગ અતર્મુહૂર્ત કાળની સ્થિતિવાળો એમ જે બે વિભાગો પાડવા તેનુ નામ અતરકરણ સમજવુ

અન્તરકરણ શબ્દનો અર્થ એ થાય છે કે આતરૂ કરવુ, વિભાગ કરવા, ભાગલા પાડવા વિગેરે પર્યાયવાચી શબ્દો જાણવા

ઉપર્યુક્ત અનિવૃત્તિકરણમા સ્થિત રહેલો આત્મા, પ્રથમ અતર્મુહૂર્તની સ્થિતિવાળા બનાવેલ કર્મદ્રવ્યોનો અનુભવ કરવા લાગે છે, અને બાકી રહેલા લાબા કાળની સ્થિતિવાળાને તો ભારેલા અગ્નિની જેમ, અન્તર્મુહૂર્ત સુધી જેવી રીતે ઉદયમા ન આવે તેવી રીતના કરી નાખે છે

અતર્મુહૂર્ત સ્થિતિવાળો ન્હાનો ભાગ સપૂર્ણ અનુભવ્યા બાદ, આત્માને ત સમયે મિથ્યાત્વનો લગારમાત્ર પણ ઉદય ન હોવાથી સમ્યક્ત્વ એટલે સમ્યગ્દર્શન પ્રાપ્ત થાય છે આધળાને ચક્ષુની પ્રાપ્તિની માફક, આત્માને અકથનીય એવો ઘણોજ અપૂર્વ આનદ તે દ્વારા પ્રાપ્ત થાય છે જ્યારે જે આત્માને સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે, ત્યારે તે આત્મા વીતરાગકથિત તત્ત્વો સિવાય બીજામા લગારમાત્ર ધ્યાન આપતો નથી શુદ્ધ દેવને દેવરૂપ માને છે શુદ્ધગુરુને ગુરુરૂપ માને છે, અને શુદ્ધ ધર્મનેજ ધર્મરૂપે શ્રદ્ધાપથમા લવે છે અર્થાત જે વસ્તુનુ જેવુ સ્વરૂપ છે તેને તેવા સ્વરૂપમા

તે ઓળખે છે જીવાદિ સાત યા નવ તત્ત્વોમા, હેયને ત્યાગ કરવામા, ઉપાદેયને ગ્રહણ કરવામા અને જ્ઞેયને જાણવામા બહુ ઇચ્છા ધરાવે છે આ સમયે કષાયો પણ મદ થઇ જાય છે, વૈરાગ્યવાસના સુદર પ્રકટી આવે છે, મોક્ષાભિલાષ પણ સુદર રીતે ઉદ્ભવે છે અનુકપા પણ બહુ સારી રીતે કરે છે અને પ્રાણાન્ત કષ્ટ પર્યંત પણ આસ્તિકતાને છોડતો નથી ધર્મ સાભળવામા એટલો બધો પ્રેમ ઉત્પન્ન થાય છે કે, જેમ કોઇને તરુણ અવસ્થામા તરુણ સ્ત્રીનો પ્રથમ સમાગમ થાય અને તે યોગમા જેટલો આનદ માને અથવા જેમ ક્ષુધાતુરને ઘેબર મળવાથી જેટલો આનદ થાય, તેના કરતા પણ અનતગુણો આનદ સમ્યક્ત્વ પ્રાપ્ત થયેલ આત્માને ધર્મ સાભળવામા થાય છે

તત્ત્વોનુ સ્વરૂપ —દેવ, ગુરુ અને ધર્મનુ સ્વરૂપ તત્ત્વાખ્યાન ગ્રથના ઉત્તરાર્ધમા સારી રીતે જણાવવામા આવેલ છે, જિજ્ઞાસુઓએ ત્યાથી જાણી લેવુ

## સમકિતના ભેદોનુ દિગદર્શનરૂપે સ્વરૂપ

સમકિતના ઔપશમિક, ક્ષાયોપશમિક અને ક્ષાયિક એમ મુખ્ય ત્રણ ભેદો છે

## ક્ષાયોપશમિકનુ સ્વરૂપ

ઉપર જે પ્રણાલી દર્શાવવામા આવી, તે તમામ ઔપશમિક સમ્યક્ત્વ પ્રાપ્તિની સમજવી તે પ્રાપ્ત થયા

આદ અંતર્મુહૂર્ત સુધી રહે છે તે કરતા ક્ષાયોપશમિક સમ્યક્ત્વ જૂદુ છે, તેનુ સ્વરૂપ આ પ્રમાણે સમજવુ —ઔપશમિક સમ્યક્ત્વમા સ્થિત આત્મા મિથ્યાત્વમોહનીયના બાકી રહેલા કર્મદ્રવ્યોને સ્વચ્છ બનાવવા પ્રયત્ન કરે છે, અને તે દ્વારા તેટલા ટાઇમમા કેટલાક શુદ્ધ થાય છે,કેટલાક અર્ધશુદ્ધ થાય છે અર્થાત્ મિશ્ર બની જાય છે અને કેટલાક તો અશુદ્ધ જ રહે છે જે તદ્દન શુદ્ધ થયા છે, તેનુ સમ્યક્ત્વમોહનીય નામ જાણુવુ અર્ધશુદ્ધનુ મિશ્રમોહનીય અને તદ્દન અશુદ્ધનુ મિથ્યાત્વમોહનીય સમજવુ

જેમ દીપકની આગળ અત્યંત મલીન પદાર્થ આડો ધરી રાખવાથી તેનો પ્રકાશ બહાર આવી શકતો નથી, દીપક હોવા છતા પણુ અંધકાર જેવુ માલૂમ પડે છે, અને તે મલીન ચીજને દૂર કરવાથી તેનો પ્રકાશ બહાર સારી રીતે ફેલાય છે તેમજ મિથ્યાત્વમોહનીય કર્મદ્રવ્યોમાથી મિથ્યાત્વરૂપી અત્યંત મલીનતાને દૂર કરવાથી તે પુદ્ગલો પણુ એટલા બધા સ્વચ્છ બની જાય છે, કે તે વાસ્તવિક પદાર્થની શ્રદ્ધામા અટકાયત ન કરતા ઉલટા સહાયક બનો જાય છે, તે સ્વચ્છ દ્રવ્યોના અનુભવજનિત પરિણામવિશેષને ક્ષાયોપશમિક સમ્યક્ત્વના નામથી ઓળખવામા આવે છે

ઔપશમિક સમ્યક્ત્વમા સ્થિત રહેલો આત્મા ઉપર જણાવ્યા મુજબ મિથ્યાત્વમોહનીય કર્મદ્રવ્યોના ત્રણુ વિભાગો કરે છે જે વખતે ઔપશમિક સમ્યક્ત્વનો ટાઇમ પુરો થાય છે, તે વખતે આત્માને શુદ્ધ પુંજદ્વારા શુભ અધ્યવસાય હોય

તો તેને ક્ષાયોપશમિક સમ્યક્ત્વવાળો સમજવો અને જો મિશ્રનો ઉદય હોય તો તેને મિશ્રમોહનીયવાળો જાણવો અને જો પતિત પરિણામને લઇને અશુદ્ધનો જ ઉદય હોય તો તેને મિથ્યાત્વી સમજવો

## ઔપશમિક અને ક્ષાયોપશમિકમા રહેલી ભિન્નતા

શ્રદ્ધાન તો જેવી રીતે ઔપશમિક સમ્યક્ત્વમા હોય છે, તેવીજ રીતે ક્ષાયોપશમિકમા પણ હોયછે,પરંતુ ભિન્નતા માત્ર એટલીજ સમજવાની કે ઔપશમિક સમ્યક્ત્વમા, મિથ્યાત્વ મોહનીયનો પ્રદેશોદય બીલકુલ હોતો નથી અને ક્ષાયોપશમિક સમ્યક્ત્વમા તે ઉદય બરાબર હોય છે

પ્રદેશોદય એટલે મિથ્યાત્વમોહનીયનો સૂક્ષ્મ ઉદય સમજવો

**ભાવાર્થ** —ક્ષાયોપશમિક સમ્યક્ત્વમા, મિથ્યાત્વ મોહનીય કર્મદ્રવ્યોનો પ્રદેશોદય અને સમ્યકત્વમોહનીય કર્મદ્રવ્યોનો વિપાકોદય આ બે બાબતો જરૂર અનુભવાય છે આ વાત ઔપશમિકસમ્યક્ત્વમા બીલકુલ નથી; તથા ટાઇમમાં પણ ભિન્નતા છે ઔપશમિક સમ્યક્ત્વનો કાળ અંતર્મુહૂર્તનો છે અને ક્ષાયોપશમિકનો કાળ વધારેમા વધારે છાસઠ સાગરોપમથી કંઇક અધિક અને ઓછામા ઓછો અંતર્મુહૂર્તનો છે

ક્ષયોપશમિકને તો તે પૌદ્ગલિક હોવાથી ઔપચારથી સમ્યક્ત્વ કહેવામા આવે છે, અને ઔપશમિક સમ્યક્ત્વની આત્મિકમા ગણના છે

## ક્ષાયિક સમકિતનુ સ્વરૂપ

ક્ષાયિક સમ્યક્ત્વ તો તે બે કરતા પણ ઘણુ જ ઉચ્ચ કોટીનુ છે અને તે ઉપર કહ્યા મુજબ દર્શનમોહનીયના ત્રણ પુંજો, અને અનતાનુબધિ ( અતિતીવ્રપરિણામ-વાળા ) ક્રોધ, માન, માયા, લોભ આ ચાર કષાયો, એ સાતે કર્મદ્રવ્યોનો સર્વથા ક્ષય થવાથી થાય છે તેમા પણ છાદ્મસ્થિક જ્ઞાનવાળાના ક્ષાયિકને, અશુદ્ધક્ષાયિક કહેવામા આવે છે, ત્યારે કેવલિ( સર્વજ્ઞ )ના ક્ષાયિકને શુદ્ધક્ષાયિક સબોધવામા આવે છે જો કે છાદ્મસ્થિક જ્ઞાનવાળાના અનતાનુબધિ કષાયનો ક્ષય થાય છે, તો પણ સામગ્રીવિશેષને લઇને અવશેષ કષાયો પણ અનતાનુબધિના રૂપથી પરિણત થઇ નરકાદિ ગતિમા લઇ જવા સાધનભૂત થતા હોવાથી, પરિણામની વિચિત્રતાને લઇને તેને અશુદ્ધક્ષાયિક કહેવામા કઇ હરકત જેવુ નથી જેમ કોઇ શાહુકારને ઘણા વખતથી ચોરોના સમુદાયમા રહેવાથી તેની પણ ગણના લોકો ચોરોમાં કરે છે, તેમ આવી વ્યક્તિને પણ તેવા સયોગોને લઇને અશુદ્ધ ક્ષાયિકમા ગણવામા આવે તો, કોઇ પણ બાધ છે જ નહી આ ઘટના કેવલિમા બીલકુલ ન હોવાથી તેમને તો શુદ્ધ ક્ષાયિકસમ્યક્ત્વધારી ગણી શકાય છે

કારક, રોચક, દીપક એમ બીજા પણ ત્રણ ભેદો સમ્યક્ત્વના થઈ શકે છે

શુદ્ધ શ્રદ્ધાને અનુકૂળ ભાવથી, અપ્રમાદિપણે યમ-નિયમાદિની આચરણા થતી જે વ્યક્તિમા દેખવામા આવે, તે વ્યક્તિ કારક સમ્યક્ત્વવાળી સમજવી, આવી પ્રવૃત્તિ તો ઉચ્ચ કોટીના સાતમા ગુણસ્થાનકમા વર્તતા મહાત્મા સિવાય બીજામા અશક્ય સમજવી

શુદ્ધ શ્રદ્ધાને અનુકૂળ, અપ્રમત્ત ભાવથી યમ-નિયમાદિ યોગના અંશની આચરણા ન કરતો હોય, પરંતુ તેવી આચરણાવાળી વ્યક્તિ દેખી, મનમા ઘણો જ પ્રમોદ ધારણ કરતો હોય, શાસનનો રાગ પણ રોમ રોમમા વ્યાપી રહેલો હોય, પોતે તેવી આચરણાની ચાહના પણ કરતો હોય, આવી રૂચિ હોવા છતા પણ કારણની વિકલતાને લઈને આચરણા કરી શકતો ન હોય, તો તે વ્યક્તિને રોચકસમ્યક્ત્વવાળી સમજવી

જે વ્યક્તિ ઉપર પ્રમાણે આચરણા કરી શકતી ન હોય, અને તેમ કરવામા રૂચિ પણ પરિપૂર્ણ ન હોય, કેવળ મથાલીઆની માફક, બીજાઓને ઉપદેશદ્વારા આચરણ કરાવવામા પ્રયત્ન કરતી હોય અને સ્વયં પોપટ મૂંગા જેવી જે હોય, તે વ્યક્તિને દીપક સમ્યક્ત્વવાળી સમજવી આ સમ્યક્ત્વ, અભવ્યને પણ પ્રાપ્ત થઈ શકે છે

આ સિવાય વિચાર કરતા તેના નિશ્ચયસમ્યક્ત્વ, વ્યવહાર સમ્યક્ત્વ, દ્રવ્યસમ્યક્ત્વ, ભાવસમ્યક્ત્વ વિગેરે પણ

અનેક ભેદો થાય છે લોકપ્રકાશ, 'હપભાષ્ય વિગેરે ગ્રથોમા તે ભેદોનુ સારી રીતે વિવેચન કરવામા આવ્યુ છે આ લઘુ ગ્રથમા ગ્રથગૌરવના ભયથી તે તમામની વિવેચના કરેલી નથી માટે વિશેષ જિજ્ઞાસુઓએ ઉપર જણાવેલ ગ્રથો જોઇ જિજ્ઞાસા પૂર્ણ કરવી

ઉપશમસમ્યકત્વથી પડેલો જીવ ઉત્કૃષ્ટ સ્થિતિવાળા કર્મો બાંધે છે પન્તુ તેવો તીવ્ર અનુભાગ બાધતો નથી આ અભિપ્રાય કર્મગ્રથકારના મતે સમજવો સેદ્ધાન્તિકના મત અનુસારે ભિન્નગ્રથિવાળા મિથ્યાદષ્ટિને પણ ઉત્કૃષ્ટસ્થિતિ-વાળા કર્મોનો બધ થતોજ નથી અહિ વિચારવાનુ એ છે કે, બને પક્ષમા સ્થિતિબધ આશ્રયી વિવાદ તો ઉપલક્ષ દષ્ટિએ જોવામા આવે છે,અને અનુભાગની અપેક્ષાએ યદ્યપિ વિવાદાસ્પદ જેવુ લાગે છે, તો પણ આ બાબતમા તાત્વિકદષ્ટિથી વિચાર કરતા અપેક્ષાન્તરને લઇને વિવાદનુ સ્થાન રહેતુ નથી. કેમકે એક પક્ષે તો સ્થિતિ ઉત્કૃષ્ટ માનીને પણ અનુભાગ તીવ્ર ન સ્વીકાર્યો અને બીજાએ તો સ્થિતિબધ જ ઉત્કૃષ્ટ સ્વીકાર્યો નહી જ્યારે સિદ્ધાતકારોના અભિપ્રાયે સ્થિતિબધ ઉત્કૃષ્ટ ન માનીને પણ અનુભાગ વિષયની ચર્ચામા તો તેઓ ઉતર્યા નથી, તેથી એમ સમજાય છે કે સ્થિતિબધ ઉત્કૃષ્ટો ન હોવા છતા પણ અનુભાગબધમા અનતાનુબધિ કષાયના ઉદયને લઇને તીવ્રતા જરૂર હોવી જોઇએ, અને કર્મગ્રથકારના અભિપ્રાયે તો સ્થિતિબધ ભલે ઉત્કૃષ્ટ હોય, પરતુ અનુભાગ તેના જેવો ઉત્કૃષ્ટ હોતો નથી તે જ કારણથી ઉત્કૃષ્ટ સ્થિતિ

બધ પણ એકલો જ્યારે પોતાનુ તીવ્રપણુ બતાવી શકવાનો છે જ નહી, ત્યારે વસ્તુસ્થિતિમા બનેના અભિપ્રાયો સરખા જ છે એમ કેમ ન કહી શકાય ? માત્ર અભિપ્રાયાન્તરોની જ ભિન્નતા છે, બીજુ કઈ છે જ નહી એ વાત ખાસ લક્ષ્ય બહાર ન રાખવી જોઈએ

પ્ર૦-ક્ષાયોપશમિક સમ્યકૃત્વ પણ જો વાસ્તવિક પદાર્થમા શ્રદ્ધા ઉત્પન્ન કરાવનારૂ જ છે, તો પછી ક્ષાયિકને તે કેવી રીતે રોકી શકે ? અર્થાત્ તેની વિદ્યમાન દશામા પણ ક્ષાયિક સમ્યકૃત્વ કેમ ન થઈ શકે ?

ઉ૦-ક્ષાયોપશમિક પુદ્ગલો વાસ્તવિક રીતે વિચાર કરતા મિથ્યાત્વમોહનીયની જાતિનાં હોવાથી, અને ક્ષાયિક તો મિથ્યાત્વમોહનીય પુદ્ગલોના અભાવથી ઉત્પન્ન થતુ હોવાથી તેના સદ્ભાવમા, તેનો સદ્ભાવ વધ્યાપુત્રની માફક હોઈ શકેજ નહીં, એ જ કારણથી ક્ષાયોપશમિકને ક્ષાયિકના આવરણ તરીકે ગણવામા આવેલ છે

પ્ર૦—જ્યારે ક્ષાયોપશમિક સમ્યકૃત્વ ક્ષાયિકનુ આવરક જ છે, ત્યારે ત દ્વારા આત્મધર્મ રૂપ શ્રદ્ધા કેવી રીતે હોઇ શકે ?

ઉ૦-જેમ કોઇ મણિની ઉપર મલીન વસ્ત્ર ઢાકવાથી તેનો પ્રકાશ થોડો સ્પષ્ટ માલૂમ પડે છે, અને જ્યારે મૂળથી તે વસ્ત્ર લઇ લેવામા આવે, ત્યારે સુન્દર સ્વચ્છ પ્રકાશ માલૂમ પડે છે, તેવી રીતે જો કે પુદ્ગલો તો મિથ્યાત્વના જ છે, તો પણ તેમાંથી મિથ્યાત્વસ્વરૂપ ખરાબ રસને કાઢી નાખી તેને શુદ્ધ

સ્વચ્છ બનાવવાથી, આત્મધર્મ રૂપ તત્ત્વાર્થ શ્રદ્ધાન પણ કઇક અસ્ફુટપણે પેદા થવામા લગાર પણ અડચણ જેવુ છે જ નહી અથવા કોઇ ગદી ખાઇના ગદા પાણીને કતક( નિર્મળીના બી )ના ચૂર્ણ દ્વારા શોધન કરી તેને શુદ્ધ કરવાથી રસ, ગધ, રૂપ વિગેરે તમામ જેમ સુદર બને છે અને પીનારને પણ બહુજ અનુકૂળ થઇ પડે છે, તેમ અહિ પણ શુદ્ધ અધ્યવસાય દ્વારા ઘણા ખરાબ મિથ્યાત્વના પુદ્ગલોને શોધી શુદ્ધ બનાવવાથી જ્યારે ખરાબ રસ, ગધ, વર્ણ પણ, તેમાથી ચાલ્યુ જાય છે, ત્યારે તેવા શુદ્ધ પુદ્ગલોના ઉદયમા, આત્મધર્મરૂપ શ્રદ્ધાનો પ્રાદુર્ભાવ થવામા, બાધ કેવી રીતે થઇ શકે? હા, એટલુ તો જરૂરનુ છે કે ક્ષાયિકમા અત્યત શુદ્ધ શ્રદ્ધાન ઉત્પન્ન થાય છે, અને ક્ષાયોપશમિકમા કઇક અસ્ફુટ શ્રદ્ધા પેદા થાય છે, જ્યા સુધી તેવી અસ્પુટ શ્રદ્ધા વિદ્યમાન હોય ત્યા સુધી એકદમ શુદ્ધ શ્રદ્ધા પેદા ન થાય, એ વાત તો સહજ સમજી શકાય તેમ છે

કિચ–ક્ષાયિક તો શુદ્ધ આત્મસ્વરૂપ છે, એવુ બીજુ કોઇ પણ છે જ નહી એ પણ વાત ખ્યાલમા રાખવી

પ્રથમ જે ત્રણ કરણોદ્વારા સમ્યક્ત્વની ઉત્પત્તિનો માર્ગ બતાવ્યો તે કર્મગ્રથકારના અભિપ્રાયથી જાણવો

સિદ્ધાતકારના અભિપ્રાય પ્રમાણે તો યથાપ્રવૃત્તિ કરણની બાદ ઉત્પન્ન થયેલ શુદ્ધ અધ્યવસાયરૂપ અપૂર્વકરણ નામના અધ્યવસાય વડે કરીને મિથ્યાત્વના પુદ્ગલોને શોધીને પ્રથમ ત્રણ ભાગ કરે છે, તે પૈકી પ્રથમ ભાગના પુદ્ગલોમા

સમ્યક્ત્વને રોકનાર જે તીવ્ર અશુભ રસ હતો, તેને દૂર કરી શુદ્ધ થયેલ મિથ્યાત્વના પુદ્ગલોના અનુભવને ઉપચારથી સમ્યક્ત્વ માનવામાં આવે છે, જો તે વખતે પરિણામધારા વધતી હોય તો અનિવૃત્તિકરણ દ્વારા પ્રથમથીજ ક્ષાયોપશમિક સમ્યક્ત્વને પ્રાપ્ત કરે છે, અર્થાત્ શુદ્ધ-પુંજ હોવાળા પહેલા ભાગનો અનુભવ કરે છે, અને બાકીના બે ભાગથી વેગળો રહે છે,

કિંચ—પતિત સમ્યક્ત્વવાળી વ્યક્તિ જ્યારે ફરીથી સમ્યક્ત્વ મેળવે છે, ત્યારે પણ પ્રથમ અપૂર્વકરણ વડે કરીનેજ મિથ્યાત્વના પુદ્ગલોને શોધી અનિવૃત્તિકરણ દ્વારા પાછુ ક્ષાયોપશમિક પ્રાપ્ત કરે છે આ અપૂર્વકરણકાલિક પરિણામ ક્વચિત્ જ થતો હોવાથી આને પણ અપૂર્વકરણ કહેવામા કંઈ હરકત નથી

ઔપશમિક સમ્યક્ત્વનો કાળ પૂરો થયા બાદ અનંતાનુબંધિના ઉદયથી નીચે મિથ્યાત્વની ભૂમિએ જ્યા સુધી પહોચ્યો નથી, અને ઔપશમિકરૂપ પ્રાસાદથી પડી તો ચૂકયો જ છે, ત્યા સુધીના વચ્ચેના વખતમા રહેલા જીવને સાસ્વાદન સમ્યક્ત્વવાળો કહેવામા આવે છે

ઔપશમિક સમ્યક્ત્વનો વધારેમા વધારે, અને ઓછામા ઓછો પણ અંતર્મુહૂર્તનો જ ટાઇમ છે

ક્ષાયોપશમિકનો વધારેમા વધારે ટાઇમ કંઇક અધિક છાસઠ સાગરોપમનો અને ઓછામા ઓછો અંતર્મુહૂર્તનો સમજવો

ક્ષાયિક સમ્યક્ત્વની સ્થિતિ સાદિ અનત છે, કારણ કે તે આવ્યાબાદ પાછુ તો જતુંજ નથી એટલે તેની આદિ તો છે, પણ અત નથી

સાસ્વાદનની લઘુસ્થિતિ એક સમયની, અને ઉત્કૃષ્ટ સ્થિતિ છ આવલિ જેટલા કાળની સમજવી

ઔપશમિક સમ્યક્ત્વ એક જીવને વધારેમા વધારે પાચ વાર મળી શકે છે, અને સાસ્વાદન પણ તેટલુ જ સમજવુ

ક્ષાયોપશમિક મોક્ષ મળતા સુધીમા અસખ્યાતીવાર પ્રાપ્ત થઇ શકે છે, અને ક્ષાયિક તો એકજ વાર મળી શકે છે

સાસ્વાદન, બીજા ગુણઠાણામા હોય છે ક્ષાયોપશમિક, ચોથાથી લઇ સાતમા સુધી ચાર ગુણઠાણા પર્યન્ત હોઇ શકે છે ઔપશમિક, ચોથાથી લઇ અગીયારમા ગુણઠાણા સુધી આઠગુણઠાણામા હોઇ શકે છે, અને ક્ષાયિક ચોથાથી લઇ ચઉદમા સુધી અગીયાર ગુણઠાણામા સમજવુ

સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યા બાદ પલ્યોપમપૃથક્ત્વ જેટલી કર્મની સ્થિતિ ખપાવ્યા પછી દેશવિરતિનો પરિણામ ઉદ્ભવે છે બે પલ્યોપમથી લઇ નવપલ્યોપમ સુધીના ટાઇમનુ નામ પલ્યોપમપૃથક્ત્વ સમજવુ તે પછી સખ્યાતાસાગરોપમ જેટલો ટાઇમ ગયા બાદ સર્વવિરતિપરિણામનો આવિર્ભાવ થાય છે, ત્યારબાદ પણ સખ્યાતા સાગરોપમ જેટલો ટાઇમ ગયા બાદ ઉપશમશ્રેણિ જેવા સુદર પરિણામને પ્રાપ્ત કરવા ભાગ્યશાલી બને છે અને તે પછી તેટલોજ ટાઇમ ગયા બાદ મોક્ષના પ્રધાનકારણરૂપ, ક્ષપકશ્રેણિના પરિણામનો આવિર્ભાવ

થાય છે ઉપર્યુક્ત જે આની પછી આટલો ટાઇમ ગયા બાદ અમુક મળે છે એ વાત પણ પ્રાય સમજવી કારણ કે, મરુ દેવીમાતા વગેરેને તેમ થવા પામ્યુ જ નથી તો પછી એવો કાયદો છે જ એમ કેવી રીતે કહી શકાય ?

કર્મગ્રંથકારના અભિપ્રાયે તો જે ભવે ઉપશમશ્રેણિમા આરૂઢ થયો હોય તે ભવમા ક્ષપકશ્રેણિ મે ચઢવા જેવો સુદર પરિણામ હોઇ શકે જ નહિ અને મતાતરે તો તે પણ હોઇ શકે છે ભારેલા અગ્નિની જેમ મોહનીય કર્મને દબાવતા દબાવતા આગળ વધવુ તેનુ નામ ઉપશમશ્રેણિ સમજવુ

એવી રીતે એકદમ ઘાતિકર્મરૂપી અગ્નિને શુકલધ્યાન રૂપી જલદ્વારા તદ્દન ઓલવતા અ લવતા ચઢતા પરિણામે જે આગળ વધવુ તેનુ નામ ક્ષપકશ્રેણિ સમજવુ

પ્ર —ઉપર્યુક્ત સમ્યક્ત્વ જે વ્યક્તિમા હોય, તેને કેવી રીતે ઓળખી શકાય ? કારણ કે તે તો આત્માના પરિણામરૂપ છે, અને તે પરિણામ તો કેવળીઓ સિવાય બીજાને અત્યત પરોક્ષ છે, તો પછી કેવી રીતે જાણી શકાય, કે અમુક વ્યક્તિ સમ્યક્ત્વધારી છે ?

કિચ-દેશવિરતિ વિગેરે તો આચરણાથી પણ જાણી શકાય, પરતુ આવા અતીન્દ્રિય પરિણામને તો જાણવો અશક્ય હોવાથી જરૂર સશય ઉત્પન્ન થઇ શકે છે

## લિગ લિગીના સબન્ધનો પરિચય

ઉ૦—જેમ ધૂમરૂપ ચિહ્નદ્વારા લિગી અગ્નિનુ અનુમાન

થઇ શકે છે, તેમ જ શમ, સવો નિર્વેદ, અનુકપા, આસ્તિકય આ પાચ લિગદ્વારા લિગિ સમ્યકૃત્વનુ પણ અનુમાન જરૂર થઇ શકે છે, પણ એટલી વાત જરૂર ખ્યાલમા રાખવી કે જ્યા લિગ હોય ત્યા લિગિ તો હોય, પરતુ લિગિ જ્યા હોય ત્યા લિગને પણ હોવુ જોઇએ એવો કાયદો હોઇ શકે નહિ દષ્ટાન્ત તરીકે જ્યા વનસ્પતિ હોય ત્યા ચૈતન્યશક્તિ તો જરૂર હોયજ છે, પણ જ્યા ચૈતન્યશક્તિ હોય ત્યા વનસ્પતિપણુ હોયજ એવો કાયદો કેવી રીતે માની શકાય? કારણકે દેવો, મનુષ્યો વિગેરેમા ચૈતન્યશક્તિ તો જરૂર વિદ્યમાન છે, પણ તેમા વનસ્પતિપણુ તો કોઇથી માની શકાય તેમ છેજ નહીં, તો આપજ વિચારો કે જ્યા લિગિ હોય ત્યા લિગ હોવુજ જોઇએ એ કાયદો માન્ય થઇ શકે ખરો? અર્થાત્ બીલકુલ નહી

પ્રકૃતના જ્યા શમાદિ પાચ ચિહ્નો હોય, ત્યા સમ્યકૃત્વનો સદ્ભાવ તો જરૂર હોય પરતુ સમ્યકૃત્વના સદ્ભાવમા શમાદિ પાચચિહ્નો નિરતર હોવા જ જોઇએ એવો નિયમ પણ બાધી શકાતો નથી, કારણકે શ્રેણિકરાજા, કૃષ્ણ વાસુદેવ વિગેરે વ્યક્તિઓમા સમ્યકૃત્વ જરૂર હતુ પરતુ તેની પાસે નિરતર શમાદિ પાચ લિગો સાથેજ હતા, તે તો કોઇથી પણ કહી શકાય તેમ છેજ નહી. હા, એટલી વાત તો જરૂર સમજવાની છે કે, સમ્યકૃત્વના ઉત્પત્તિકાળમા તો તે પાચ અવશ્ય હોવા જોઇએ, પછી તેની વિદ્યમાનતા રહે યા ન રહે, તેથી કરી સમ્યકૃત્વમા કઇ પણ બાધા પહોચતી નથી

## શમાદિ પાચની વ્યાખ્યા

**શમ**— ક્રૂરપરિણામના કારણરૂપ અન તાનુબ ધી કષાયની અનુદયાવસ્થા, ને સ્વભાવથી થઇ હોય, યા કષાયપરિણતિના કડવા ફ્લો ચાખવાથી થઇ હોય, પરતુ કોઇપણ પ્રકારથી તેની ઉદયાવસ્થાને અટકાવવી તેનુ નામ જ શમ સમજવુ

જો કે કષાયનો ઉદય તો હોય પણ આટલી બધી હદનો કષાય તેવી વ્યક્તિમા ન હોવો જોઇએ તેવીજ રીતે સમ્ય ક્ત્વના ઉત્પત્તિકાળમા તીવ્ર તૃષ્ણા, તીવ્ર વિષયભિલાષ વિગેરે પણ ન હોવુ જોઇએ

**સ વેગ**—સસારથી વિરક્તતા યા ઉદાસીનતા, નિમિત્ત વિશેષના બળથી પ્રાપ્ત કરી વૈરાગ્ય પામવા તે

ભાવાર્થ —સમ્યગ્દૃષ્ટિ જીવ દુર્ગતિના કારણભૂત સસારરૂપી કેદખાનાને દૂર કરવામા અશક્ત થયો છતો, મમત્વથી રહિત થઇ દુ ખ પૂર્વક, ધાવમાતાની માફક નીરાળો જેથી રહે, તે વાસ્તવિક સ વેગ જાણવો

**નિર્વેદ**—મોક્ષાભિલાષ-સાસારિક તમામ સુખોને દુ ખ રૂપે માનવા, જેટલા પૌદ્ગલિક સુખો છે, તે તમામ દુ ખના કારણભૂત છે, કારણકે તનો વિયોગ જરૂર થવાનો અને જ્યારે અભીષ્ટનો વિયોગ થાય છે, અને અનિષ્ટનો સ યોગ થાય છે, ત્યારે દુ ખ થયા વગર રહેતુ જ નથી તો આપ જ વિચારો કે, તે સુખો, સુખસ્વરૂપ જ છે દુ ખસ્વરૂપ છે જ નહી, એમ કેવી રીતે કહી શકાય ? જે વસ્તુનુ પરિણામ કોઇ પણ રીતે

દુઃખરૂપ હોય, તે વસ્તુને પણ દુઃખરૂપે કેમ ન માની શકાય ?

રાજા, મહારાજા, ચક્રવર્ત્તિઓ, દેવતાઓ એ તમામના સુખો પૌદ્દગલિક છે અર્થાત્ શુભકર્મજન્ય છે, તો પછી તેને સુખના જ સાધનરૂપે માની લેવાની એકાન્તથી જરૂર નથી ભાવાર્થ એ સમજવાનો છે, કે સંસારમા કોઇ પણ એવુ સુખ નથી કે જે અંતે વિરસ ન હોય મોક્ષસુખની પાસે તે તમામ સુખો નિઃસાર છે-તુચ્છ છે એતાવતા તે ઉપર વિશ્વાસ રાખી બેસી રહેવુ તે પણ નગ્ન બ્રાન્તિ જ સમજવી એટલા જ માટે ઉત્તમ જીવો તેવા તુચ્છ સુખોમા લુબ્ધ ન થતા મુમુક્ષુ બની મોક્ષની અભિલાષામા તત્પર રહે છે

અનુકંપા—દીન, દુઃખી, ભયભ્રાન્ત, જીવનનો યાચક એવા જીવોને દુઃખી દેખી, કરુણ ભાવથી તેઓના ઉપર કરુણાભાવ લાવવો, કરુણાથી તેને જે દુઃખના સાધનો હોય તેને દૂર કરાવવા, અને સુખના સાધનો મેળવી આપવા ભાવથી અંતઃકરણને તેના દુઃખો જોઇ દયાર્દ્ર કરવુ

આસ્તિક્ય—વીતરાગ-ઇશ્વરનો નિર્ણય કરી તેણે પ્રરૂપિત પદાર્થોને સત્યરૂપે માની લેવા વંધ્યા, પુત્રને જો કે પેદા કરતી નથી, તો પણ શાયત તે બનાવ દૈવયોગથી બને, પરંતુ વીતરાગ તો અન્યથાવાદી કોઈ પણ રીતે હોઇ શકેજ નહિ, કારણ કે અન્યથાવાદમા રાગ, દ્વેષ પ્રધાનકારણ છે, તે તો તેમની પાસે બિલકુલ છે જ નહી તો પછી તેઓ કેવી રીતે અન્યથા બોલી શકે અને જ્યારે અન્યથાવાદિપણું

તેમનામા છે જ નહી તો પછી તેમના વચનમા વિશ્વાસ કેમ ન રાખી શકાય ?

વીતરાગનો નિર્ણય ' તત્ત્વાર્થસાર-ઉત્તરાર્ધ " મા જૈનદર્શનના નિરૂપણસમયે બહુ સારી રીતે કર્યો છે અને મીમાસકની સમાલોચનાના પ્રસગમા પણ કરવામા આવેલ છે, એ કારણથી અહિ તેનુ વિશેષરૂપથી વારવાર વિવેચન કરવામા આવતુ નથી અને તેમા સારરૂપે એ સમજાવવામા આવ્યુ છે કે-વીતરાગપ્ર રૂપિત કહો યા સર્વજ્ઞપ્રરૂપિત માર્ગ પર જે સત્ય શ્રદ્ધાન રખવુ, તેનુ નામ આસ્તિક્ય સમજવુ

ઉપયુક્ત પાચ ચિહ્નો સમ્યક્ત્વને ઓળખવામા સાધનભૂત સમજવા અને આ પાચે હોય ત્યા સમ્યક્ત્વ તો જરૂર હોય પરતુ જ્યા સમ્યક્ત્વ હોય, ત્યા આ પાચે હોવા જોઇએ એવો ભૂલ કોઇએ કદાપિ ન કરવો

## સમ્યક્ત્વના આવારક ગુણ ની વિચાર

પ્ર૦—સમ્યક્ત્વના આવારક તરીકે શુ જ્ઞાનાવરણને કહો છો, યા અનતાનુબધિ વિગેરેને માનો છો ?

ઉ૦—પ્રથમ તો એ વિચારવાની જરૂર છે કે, સમ્યક્ત્વનુ સ્વરૂપ કેવા પ્રકારનુ છે, તેના નિર્ણય માટે એટલુ જ વક્તવ્ય બસ છે કે, જ્ઞાનનો રુચિકર જે સમ્યક્ અપાયાશ છે, તેને જ અત્ર સમ્યગ્દર્શન કહેવામા આવે છે, કારણ કે જ્ઞાન સિવાય સમ્યગ્દર્શન કોઇને પણ થઇ શકતુ નથી જો કે કેટલેક

ઠેકાણે શાસ્ત્રોમા પણ દર્શનમોહને સમકિતનુ આવારક કહેવામા આવેલ છે તેનુ કારણ એ સમજવાનુ છે કે, વ્યવહારમા તે વાત પ્રસિદ્ધ હોવાથી, શાસ્ત્રોમા પણ ઘણા સ્થળે એમજ કહેવામા આવ્યુ છે પરંતુ વાસ્તવિક રીતે વિચાર કરતા એમ જણાય છે કે, જેવી રીતે કેવલજ્ઞાનની ઉત્પત્તિમા મોહનીય નો ક્ષય કારણ છે, કિન્તુ તે જ મોહનીયકર્મને, કોઇ પણ બુદ્ધિશાલિએ કેવલજ્ઞાનનુ આવારક કહેલુ નથી, કારણ કે, જ્યાં સુધી તેનો ક્ષય ન થાય, ત્યા સુધી કેવળજ્ઞાન પેદા થતુ નથી, માટે કેવળજ્ઞાનના ઉત્પત્તિમા મોહનીયક્ષય નિમિત્તરૂપ કારણની જરૂર છે, પરંતુ મોહનીયકર્મ, કેવલજ્ઞાનનુ આવારક બની જાય છે, એ વાત કોઇએ માનવા । નથી, કિન્તુ તેનુ આવારક કેવલજ્ઞાનાવરણ સમજવાનુ હોય છે, તેમ અહિં પણ અનંતાનુબંધિ મિથ્યાત્વમોહનીય વિગેરેનો ઉપશમ વિગેરે જ્યા સુધી થતો નથી, ત્યા સુધી સમ્યગ્દર્શનનો આવિર્ભાવ થતો નથી એતાવતા સમ્યક્ત્વની ઉત્પત્તિમા તેઓના ઉપશમ વિગેરે નિમિત્તકારણ તો જરૂર છે પરંતુ તે જ અનંતાનુબંધિ વિગેરે સમ્યક્ત્વના આવારક છે, એમ કેવી રીતે કહી શકાય ? તે ખાસ વિચારવા જેવુ છે પ્રથમ જે પ્રશ્ન કરવામા આવ્યો હતો કે, સમ્યક્ત્વનુ આવારક કોણ હોઇ શકે, એ શંકાનુ નિરાકરણ જ્યા સુધી ન થાય ત્યા સુધી જિજ્ઞાસા શાંત કદાપિ થવાની નહી ઉત્તરમા કેટલાક મહાત્માઓનુ કથન એવુ છે કે, જ્ઞાનાવરણની સાથે નિમિત્તતયા અનન્તાનુબંધી વિગેરેને સમ્યક્ત્વના આવારક તરીકે માનવામા કોઇ પણ જાતની અનુપપત્તિ છે જ નહી એટલી માત્ર વિશેષતા છે

કે જ્યા સુધી અનતાનુબધી, મિથ્યાત્વમોહ વિગેરેનો ઉપશમ થતો નથી ત્યા સુધી, જ્ઞાનાવરણીય કર્મ ક્ષયોપશમ ભાવને ભજતુ નથી, અર્થાત્ જ્યારે અનતાનુબધી વિગેરેનો ઉપશમ થાય છે, ત્યારે જ જ્ઞાનાવરણનો પણ ક્ષયોપશમ થાય છે, માટે તેનુ નામ ઉપશમસમ્યક્ત્વ રાખવામા આવેલ છે, અને પોતાના આવરણના ક્ષયોપશમથી ક્ષાયોપશમિક કહેવાય છે એથી એ ભાવ નીકળ્યો કે ઉપશમ વિગેરેનો વ્યવહાર પરથી સમજવો, પરતુ પોતાના આવરણની અપેક્ષાએ નહી એ વાત ખાસ ખ્યાલમા રાખવી

ઉપર્યુક્ત તમામ વિવેચન કલ્પભાષ્યમા સ્પષ્ટ રીતે સમજાવ્યુ છે, માટે વિશેષ જિજ્ઞાસુઆએ ત્યાથી જાણી લેવુ

કર્મગ્રન્થ વિગેરેમા મિથ્યાત્વ મોહનીય વિગેરેનો ઉપશમ, ક્ષયોપશમ અને ક્ષયથી પોતાના સમ્યક્ત્વને અનુક્રમે ઓપશમિક, ક્ષાયોપશમિક અને ક્ષાયિક વિગેરે નામો આપવામા આવેલા હોવાથી મિથ્યાત્વ મોહનીય વિગેરેને તેના પ્રતિબન્ધક તરીકે માનવામા આવેલ છે



# ભવ્યાભવ્યત્વનો વિચાર.

જે આત્મામા મુક્તિગમનની યોગ્યતા હોય તે ભવ્ય, અને જેમા મુક્તિગમન યોગ્યતાનો અભાવ હોય, તે અભવ્ય સમજવો

પ્ર૦—ચૈતન્યશક્તિ જ્યારે બન્નેમા બરાબર એક સરખીજ છે, ત્યારે એકને ભવ્ય અને બીજાને અભવ્ય કહેવાનુ શુ કારણ ?

ઉ૦—ગાય, ભેંસ, બકરી, ઉંટ વિગેરે તિર્યંચોમા, મનુષ્યોમાં, દેવોમા અને નારકીમા ચૈતન્યપણુ એકસરખુ છે, તો પણ ભિન્નતા દૃષ્ટિગોચર બરાબર થાય છે, તેમ અત્ર પણ ચૈતન્યપણુ અકસરખુ છે તો પણ ભવ્યાભવ્યમા ભિન્નતા જરૂર માનવી જોઇએ

પ્ર૦—તિર્યંચ મનુષ્ય, દેવ, નારકીમા ચૈતન્યશક્તિ જો કે બરાબર છે, તો પણ કર્મોના ભેદને લઇને જેમ તેઓનો ભેદ માનવામા આવે છે, તેવીજ રીતે જે કર્મને લઇને ભવ્યાભવ્યનો ભેદ થયો હોય, તે તે કર્મોનો અભાવ થવાથી, ભવ્યાભવ્યત્વનો પણ અભાવ થવો જોઇએ પરતુ આ વાત શાસ્ત્રથી તો તદ્દન વિરુદ્ધ છે શાસ્ત્ર તો પોકારીને કહે છે કે, ભવ્યાભવ્યપણુ તો કર્મજન્ય નથી, કિંતુ સ્વાભાવિક છે, માટે આપજ બતાવો કે સંશયને અવકાશ છે કે નહિ ?

ઉ૦—જેમ જીવમા તથા આકાશ વિગેરે અજીવમા દ્રવ્યપણુ, સત્વપણુ, જ્ઞેયપણુ વિગેરે ધર્મો સરખા છે, તો પણ જીવમા ચૈતન્યશકિત, આકાશાદિમા અચેતનપણુ વિગેરે વિશેષ ધર્મો સ્વભાવથી રહેલા હોવાથી, સ્વભાવભેદને લઈને ભિન્નતા માનવામા આવે છે, તેમ ભવ્યાભવ્ય વમા પણ સ્વભાવભેદને લઈને ભિ નતા માનવામા લગારમાત્ર અડ ચણ જેવુ નથી

પ્ર૦—જ્યારે ભવ્યાભવ્યત્વનો ભેદ સ્વભાવથી સિદ્ધ થયો, ત્યારે તો જીવમા જેમ ચૈતન્યશકિત, સ્વાભાવિક હોવાથી તેનો નાશ માનવામા આવતો નથી તેમ ભવ્યપણુ સ્વાભાવિક હોવાથી તેનો નાશ બિલકુલ થવાનો નહી, અને તે સિવાય મુકિત પણ કેવી રીતે મળવાની? કેમકે સિદ્ધના જીવો તો ભ ય પણ નથી તેમ અભવ્ય પણ નથી એમ સિદ્ધાંત સ્પષ્ટ કહે છે, અને ભવ્યત્વને તો આપ સ્વાભાવિક માનો છો, ત્યારે આપ જ બતાવો કે જ્યા સુધી ભવ્યત્વનો નાશ ન થાય ત્યા સુધી મુકિત કયાયા મળી શકે, અને તે તો સ્વાભાવિક હોવાથી, ચૈતન્ય શકિતની માફક અજરામર રહેવાનુ, તો પછી યોગા ગાદિનુ સેવન વ્યર્થ થયુ કે નહીં?

ઉ૦—ઘટના પ્રાગભાવ અનાદિકાલથી સ્વાભાવિક છે, તો પણ ઘટની ઉત્પત્તિદશામા, જેમ તેનો અભાવ માનવામા આવે છે, તેમ ભવ્યપણુ જો કે સ્વાભાવિક છે, તોપણ તેનો વિનાશ મોક્ષાવસ્થામા માનવામા અમને લગાર પણ અડચણ નથી, કારણ કે જેમા જેની યો યતા હોય, તેમા તે કામ થયા

પછી તેની જરૂર રહેતી નથી જેમ માટીમા ઘટની યોગ્યતા છે, તોપણ ઘટ થયા બાદ તે યોગ્યતા તમ જ રહેવી જોઇએ, એમ તો કોઇ પણ બુદ્ધિશાલી કહી શકે જ નહી તો પછી અમારે ત્યા યોગાગની વ્યર્થતા કેવી રીતે આવવાની ?

પ્ર૦—જેવી રીતે ભવ્યત્વનો અભાવ આપ મોક્ષાવસ્થામા માનો છો, તેવી જ રીતે અભવ્યત્વનો પણ અભાવ સિદ્ધ થવો જોઇએ

ઉ૦—જેમ માટીમા ઘટની યોગ્યતા હોવાથી તે રૂપ ભાવ ઘડો પણ ઉત્પન્ન થયા બાદ ટકી શકતો નથી, તેમજ મુક્તિ-ગમન યોગ્યતારૂપ ભવ્યપણુ પણ જ્યારે મુક્તિ મળી જાય છે ત્યારે તે પણ રહેતુ નથી, તેવીજ રીતે મુક્તિ ગમન અયોગ્યતા રૂપ અભવ્યપણુ પણ નષ્ટ ક્યારે થાય કે, જ્યારે મુક્તિગમન યોગ્યતા આવે, પરતુ તે વાત તો આકાશપુષ્પ જેવી છે, તો પછી તેનો અભાવ કેવી રીતે થઇ શકે, તે વાત સહજ સમજી શકાય તેમ છે

પ્ર —પ્રાગ્ભાવ તો, આકાશપુષ્પની માફક અભાવરૂપ હોવાથી જ્યારે તે કઇ વસ્તુ જ નથી, ત્યારે તે દષ્ટાતને, આગળ મૂકી સ્વભાવનો અભાવ સિદ્ધ કરવો તે નો યુક્તિ-વિકલ સમજવા જેવુ છે.

ઉ —પ્રાગ્ભાવ અભાવરૂપ નથી, કિ તુ ભાવરૂપ છે ઘટના કારણુ તરીકે માનેલ પુદ્ગલસઘાતને જ ઘટ–પ્રાગ્ભાવરૂપે માનવામા આવે છે

જ્યારે વસ્તુસ્થિતિ આવા પ્રકારની છે, ત્યારે આપજ

બતાવો કે ઘટોત્પાદક સામગ્રીદશામા તેનો વિનાશ માન વામા બીજી કઇ પણ અડચણ રહી ખરી ? પ્રાગભાવ દશામા, ઘટની અનુત્પત્તિમાત્ર જ કેવલ વિશેષ છે, બીજી કઇ પણ નથી અર્થાત્ જે માટી વિગેરે ઘટોત્પાદક સામગ્રીને અમો દ્રવ્યઘટ તરીકે માનીએ છીએ, ત્યારે બીજા લોકો તેમા પ્રાગ્ ભાવનો વ્યવહાર કરે છે, એટલી જ માત્ર વિશેષતા છે

પ્ર૦—ભવ્યપણાનો વિનાશ માનવામા જો કે અમને અડચણ જેવું નથી, પરંતુ તમામ ભવ્યો મોક્ષે જવાથી જગતમા ભવ્યોનો જ અભાવ થવાનો અને જ્યારે ભવ્યોનો જ અભાવ થયો ત્યારે જગતમા અભવ્ય સિવાય બીજી કઇ વ્યક્તિ દષ્ટિગોચર થવાની ? અર્થાત કોઇ પણ નહિ

ઉ૦—અનાગતકાલ, આકાશ વિગેરેની માફક ભવ્યરાશિ પણ અનત છે અર્થાત્ એક સમયમા, અનાગતકાળ જો કે વર્તમાનપણાને પ્રાપ્ત કરે છે, તો પણ જેમ તેનો સર્વથા ઉચ્છેદ કોઇ પણ કાળે થવ નો નથી અર્થાત એવો કાલ કોઇ પણ વખતે આવવાનો નહી કે, આજે ભવિષ્યકાળ સમાપ્ત થયો હવે ભવિષ્યકાળ રહ્યો જ નહિ, તેમ દરેક સમયે એક એક મોક્ષમા જાય તોપણ જીવરાશિની અનતતા, અનાગત કાળની અનતતા કરતા ઘણી મ્હોટી હોવાથી, તેનો ઉચ્છેદ કદાપિ થઇ શકવાનોજ નહિ

તાત્પર્યાર્થ—ભવિષ્ય કાળ, તથા આકાશની માફક ભવ્યો પણ અનતાનત છે મોક્ષમા પણ તેનો અનતમો ભાગ જ જવાનો, માટે જેમ અનાગત કાળનો સર્વથા ઉચ્છેદ થવાનો નથી, તેમ ભવ્યોનો પણ અભાવ કદાપિ થવાનો નહિ

કિંચ—ભવ્યનુ લક્ષણ પણ તેવુ જ બાધવામા આવ્યુ છે કે જે મુક્તિમા જવાના તે ભવ્યો જ સમજવા, પરંતુ જેટલા ભવ્યો હોય, તેટલા મુક્તિમા જવાના જ એવો કઇ નિયમ છે જ નહી યોગ્યતા માત્રથી ખાલી કાર્યસિદ્ધિ થઇ શકતી નથી, કિંતુ સાધક સમગ્રસામગ્રી મળવાથી થાય છે જેમ સર્વ પાષાણમા, સર્વધાતુમા મૂર્ત્તિબનવ ની યોગ્યતા છે, તોપણ તમામ પાષાણની અને સર્વ ધાતુની મૂર્ત્તિઓ બનવાની જ એવો નિયમ નથી, કિંતુ જે માટી, પાષાણ, ધાતુ વિગેરેની સાથે ઘડો યા મૂર્ત્તિ બનવ ના સકલ સામગ્રી મળવાની તેનો જ ઘડો યા મૂર્ત્તિઓ બનવાની, બીજાની નહી તેમ અત્ર પણ જે ભવ્યાત્માને મુક્તિસાધક સામગ્રી મળવાની તે જ મોક્ષમા જવાના, બીજા કોઇ નહી, એ વાત ખાસ હૃદયમા કોતરી નાખવી એથી ભાવ એ નીકળ્યો કે જેમા મુક્તિ જવાની યોગ્યતા હોય તે ભવ્યો સમજવા અને બાકીના અભવ્યો જાણવા

જેમ કોયડુ મગમા પાકવાની યોગ્યતા નથી, વ ધ્યામા પુત્રોત્પાદક યોગ્યતા નથી, મગરોલ પ ષાણમા ભીંજાવાની યોગ્યતા નથી, જીવમાં અજીવની યોગ્યતા નથી, અજીવમા ચૈતન્યશક્તિની યોગ્યતા નથી, ઘૂવડમા સૂર્યદર્શનની યોગ્યતા નથી, તેમ અભવ્યમા પણ મુક્તિગમન યોગ્યતા નથી, એ વાત પણ પ્રસ ગોપાત્ત ભૂલવા જેવી નથી ॐ શાતિ



# સમુદ્‌ઘાતનું સ્વરૂપ



શબ્દાર્થ સમ્ એકીભાવ–એકયપણુ–એકમેક થવાપણુ સમ્ ઉપસર્ગના અનેક અર્થ થાય છે, એવો વ્યાકરણશાસ્ત્રમા નિયમ હોવાથી પ્રસ્તુતમા સમ્ ઉપસર્ગને ઉપર્યુક્ત અર્થ પન્નવણા સૂત્રની ટીકામા કરવામા આવ્યો છે

ઉત્–પ્રાબલ્ય–પ્રબળ પણુ–જોરથી વિગેરે ઘાત હણવું, વિનાશ કરવે, ગમન કરવુ, બહાર નિકળવુ વિગેરે હન્ ધાતુ ગતિ અને હણવુ એવા અર્થમા વર્તતો હોવાથી, અહિ પણ તે અર્થો કાયમ રાખવામા આવ્યા છે, તેમા કર્મપુદ્ગલોને હણવા, વિનષ્ટ કરવા આ અર્થ હણવુ તે અર્થને લક્ષ્યે કરવામા આવ્યો છે વેદનીય વિગેરે કર્મના પુદ્ગલોની સાથે આત્માના પ્રદેશોનુ બહાર નિકળવુ, ગમન કરવુ આ અર્થ ગતિપક્ષમા સમજવો

સમુદિતાર્થ–કાલાન્તરમા અનુભવ કરવા લાયક વેદનીય કર્મ વિગેરેના પુદ્ગલોને ઉદીરણાદ્વારા અર્થાત્ બલાત્કારથી ઉદયમા લાવીને અન્તર્મુહૂર્ત કાળમા અનુભવ કર્યા બાદ આત્માના પ્રદેશોથી તે પુદ્ગલોને જે અલગ કરવા તેનુ નામ સમુદ્‌ઘાત સમજવુ

ભાવાર્થ–ગતિપરિણામવિશેષનુ નામ સમુદ્‌ઘાત સમજવુ તેના સાત ભેદ છે વેદનીયસમુદ્‌ઘાત, કષાયમોહનીય

સમુદ્ઘાત, મારણાન્તિકસમુદ્ઘાત, વૈક્રિયસમુદ્ઘાત, તૈજસ સમુદ્ઘાત, આહારકસમુદ્ઘાત અને કેવલિસમુદ્ઘાત

## વેદનીય સમુદ્ઘાતનુ સ્વરૂપ

સુખ દુખના કારણરૂપ કર્મને વેદનીય કર્મ કહેવામા આવે છે અને તેના સમુદ્ઘાતને વેદનીય સમુદ્ઘાત સમજવો આ સમુદ્ઘાતમા વેદનીય કર્મ મુખ્યત્વે ભાગ લે છે અને તે સમયે જીવ અસાતાવેદનીય વિગેરે કર્મપુદ્ગલોને અનભ-વીને આત્માથી અલગ કરે છે તેનુ લગાર સ્પષ્ટીકરણ કરવામા આવે છે ઘણી વેદનાથી દુખી થયેલો અને તે દ્વારા આકુળ-વ્યાકુળ થએલો જીવ અનન્તાનન્ત વેદનીય કર્મના પુદ્ગલોથી ખરડાયેલ આત્મા આત્મપ્રદેશો દ્વારા શરીરમા જેટલો પોતો ભાગ હોય, તે તમામ ભાગને તે પ્રદેશોથી ભરીને શરીરના તમામ ઠેકાણે વ્યાપ્ત થઇને અન્તર્મુહૂર્ત્ત કાલ સુધી રહે અને તે વખતે અસાતાવેદનીય કર્મના પુરાણા પુદ્ગલોને અનુભવ કરી બહાર કાઢે અને સાથે સાથે તે વખતે બીજા નવીન પુદ્ગલોને ગ્રહણ કરે, જો તે વખતે નવા ગ્રહણ ન કરે તો દરેક સમુદ્ઘાતદ્વારા દરેક કર્મના પુદ્ગલોનો વિનાશ થવાથી તુરતમા મોક્ષ મળવો જોઇએ, તે વાત અનુભવથી પણ વિરુદ્ધ છે માટે તે વખતે નવા પુદ્ગલો પણ તે જાતિના બીજા ગ્રહણ કરે છે એ વાત જરૂર માનવી જોઇએ ફક્ત કેવલિસમુદ્ઘાતમા આ નિયમ લાગુ પડી શકતો નથી બાકી તમામમા આવી રીતે જાણી લેવુ વેદનીય સમુદ્ઘાતમા વેદનીય કર્મની માફક

शुभाशुभ नामकर्म तथा ઉच्च नीच गोत्रकर्मने पण कारण-
रूपे मानवामा आवेल छे

## कषायसमुद्घातनु स्वरूप.

કષાયનો સમુદ્ઘાત તે કષાયસમુદ્ઘાત કહેવાય
કષ--જેમા દુ ખ, પીડા, બાધા વિગેરેનો અનુભવ કરાય
તે સ સાર સમજવો આય—લાભ, પ્રાપ્તિ, મેળવવુ વિગેરે

સમુદિતાર્થ — જે દ્વારા દુ ખપરપરારૂપ સ સારની
પ્રાપ્તિ થાય, તેવા ક્રોધ, માન, મ યા, લોભ આ ચારને કષાય
તરીકે ગણવામા આવેલ છે

ભાવાર્થ —ક્રોધ વિગેરેની ઉદયાવસ્થામા વર્તતા એવા
જીવના આત્મપ્રદેશોમા લાગેલા અન તાનન્ત કષાયમોહનીય
કર્મના પુદ્ગલોને શરીરમા જેટલો પોલાણ ભાગ છે તે
તમામમા ભરી અન્તર્મુહૂર્ત કાલ સુધી રહે અને તે સમયે ઘણા
કષાય મોહનીય કર્મના પુદ્ગલોનો અનુભવ કરી બહાર કાઢે
તેની સાથે સાથે બીજા નવા ગ્રહણ કરે, આનુ નામ કષાય
સમુદ્ઘાત સમજવો આની અ દર કષાયમોહનીય કર્મ મુખ્ય
રીતે ભાગ લે છે આવી રીતે માનકષાય, માયાકષાય અને
લોભકષાય વિગેરેમા પણ જાણી લેવુ

## મારણાન્તિક સમુદ્ઘાત

આ સમુદ્ઘાત જે વખતે આયુષ્યકર્મ અન્તર્મુહૂર્ત
બાકી હોય તે વખતે કરવામા આવે છે

મારણાન્તિક-મરણપ્રયોજન, મરણનિમિત્તક, મરણ કારણક,મરણ છે પ્રયોજન જેનુ એવા સમુદ્ઘાતને મારણાન્તિક સમુદ્ઘાત કહે છે મારણાન્તિક સમુદ્ઘાત કરતી વખતે જીવ પોતાના આત્માના પ્રદેશોની સાથે અવશિષ્ટ આયુષ્યકર્મના પુદ્ગલોને બહાર કાઢી શરીરમા રહેલા પોલાણુ ભાગને પૂરો કર્યો બાદ જ્યા ઉત્પત્તિસ્થાન હોય ત્યા સુધી લબાઈ દ્વારા વ્યાપ્ત થઈ અન્તર્મુહૂર્ત્ત સુધી રહી બાકી રહેલ આયુષ્યકર્મના પુદ્ગલોનો અનુભવ કરી ભોગવીને બહાર કાઢે, આવુ કાર્ય મારણાન્તિક સમુદ્ઘાત કરે છે

## વૈક્રિયસમુદ્ઘાત

વિવિધા ક્રિયા-વિક્રિયા, તે જેનુ પ્રયોજન તે વૈક્રિય કહેવાય, તેનો સમુદ્ઘાત તે વૈક્રિયસમુદ્ઘાત કહેવાય સૂક્ષ્મ, સ્થૂલ -એકરૂપ,અનેકરૂપ, દૃશ્ય, અદૃશ્ય, ભૂમિચર, ખેચર વિગેરે આ પ્રકારના રૂપો ધારણ કરવા માટે તથા પોતાના સ્થાનથી બીજે જવુ હોય, વિગેરે અનેક કાર્યો કરવા માટે ઉત્તર વૈક્રિયનુ જ્યારે જ્યારે પ્રયોજન હોય, તે તે વખતે આ સમુદ્ઘાત સિવાય કામ થઈ શકતુ નથી દેવતા નારકીના જીવોને તો આ શક્તિ સ્વાભાવિક સિદ્ધ છે અને મનુષ્ય, તિર્યચોને લબ્ધિસિદ્ધ હોય છે

વૈક્રિયસમુદ્ઘાત કરતી વખતે જીવ પોતાના આત્માના પ્રદેશોની સાથે લાગેલા વૈક્રિયશરીરનામકર્મના પુદ્ગલોને પ્રદેશો સહિત બહાર કાઢીને જેટલુ શરીર પહોળુ

હોય, તેટલા પહેળાપણે ફેલાવવામાં અને લબાઇમા સખ્યેય ચોજનપ્રમાણ એક લાબા દડના આકારે પરિણમાવીને જેવા પ્રકારના વૈક્રિયશરીરનામકર્મના પુગલો તેની સાથે પુરાણા લાગેલા હોય, તેને અનુભવવાને કાઢે અને બહાર સાથે સાથે તે વખતે તે કાર્યોને માટે બીજા નવા પુગલો ગ્રહણ કરી તે દ્વારા પોતાનુ કાર્ય કરવા સમર્થ થાય આ સમુદ્ઘાતમાં પણ ટાઇમ તો અન્તર્મુહૂર્તનો સમજવો આમા મુખ્યતયા વૈક્રિયશરીરનામકર્મ કારણ સમજવુ

તૈજસસમુદ્ઘાતનુ સ્વરૂપ

તપશ્ચર્યાવિશેષ દ્વારા પેદા થયેલ તેજોલેશ્યારૂપ લબ્ધિ વડે બીજાને બાળવા માટે તથા કોઇ બીજાને બળતા હોય તેને શાન્ત કરવા માટે તૈજસસમુદ્ઘાત કરવામા આવે છે તૈજસ સમુદ્ઘાત કરતી વખતે જીવ પોતાના આત્માના પ્રદેશમા લાગેલા તૈજસશરીરનામકર્મના પુગલોને તે પ્રદેશો સહિત બહાર કાઢી જેટલુ શરીર વિસ્તારવાળુ હોય, તેટલામા ફેલાવી અને લબાઇમા સખ્યેય પ્રમાણવાળા દડના આકારે બહાર પણ ફેલાવીને અન્તર્મુહૂર્ત કાલ સુધી રહે, તે વખતે પુરાણા તૈજસશરીરનામકર્મના પુગલોને ભોગવી બહાર કાઢે, અને નવા ગ્રહણ કરી પોતાનુ કાર્ય કરવા તત્પર થાય આ કાર્ય કરવામા તૈજસશરીરનામકર્મ મુખ્ય રીતે ભાગ લે છે

## આહારકસમુદ્ઘાતનુ સ્વરૂપ

આ સમુદ્ઘાત ચોદપૂર્વી આહારક લબ્ધિના અધિપતિને

જ્યારે સૂક્ષ્મ પદાર્થમાં સંશય ઉત્પન્ન થાય ત્યારે તેને દૂર કરવા માટે જ્યાં તીર્થંકર વિચરતા હોય, ત્યાં એક અપૂર્વ શરીર બનાવી તે દ્વારા ત્યાં જઈ પોતાના સંશયને દૂર કરે છે આ શરીર પણ સૂક્ષ્મ હોઈ કરાને સ્વચ્છ મનોહર અને જેનો કોઈ પણ ઠેકાણે વ્યાઘાત ન થાય, તેવા ઉત્તમ પુદ્ગલનું બનાવવામાં આવે છે બાકી તમામ બીના તૈજસસમુદ્ઘાતના જેવી સમજવી આની અંદર મુખ્ય રીતે આહારકશરીર-નામકર્મ કારણભૂત છે આનો કાળ પણ અંતર્મુહૂર્તનો છે વેદનાસમુદ્ઘાત વિગેરે સમુદ્ઘાતો જ્યારે અનન્તી વાર જીવન કરવા પડે છે ત્યારે આહારક સમુદ્ઘાત જ્યાં સુધી મોક્ષ ન મળે, ત્યાં સુધી માં ચાર વખત જ કરવામાં આવે છે

## કેવલિસમુદ્ઘાતનું સ્વરૂપ.

આખા લોકાલોકને સાક્ષાત્કાર કરાવવાવાળા જ્ઞાનને કેવલજ્ઞાન કહેવામાં આવે છે અને તે જેને હોય, તે કેવળી કહેવાય, અને તેનો જે સમુદ્ઘાત તેને કેવલિસમુદ્ઘાત કહેવામાં આવે છે

જેનું આયુષ્ય કેવલ ૭ મહીના બાકી હોય અને કેવલજ્ઞાન ઉત્પન્ન થાય, તેવા કેવલિઓ સમુદ્ઘાત કરે બીજાને માટે નિયમ નહિ

જે વખતે આયુષ્યકર્મ અન્તર્મુહૂર્ત બાકી રહ્યું હોય અને નામકર્મ, ગોત્રકર્મ, વેદનીયકર્મ આ ત્રણે કર્મોની સ્થિતિ પલ્યોપમના અસંખ્યેય ભાગ જેટલી હોય તેને સરખી કરવા

હોય, તેટલા પહોળાપણે ફેલાવવામા અને લબાઇમા સખ્યેય યોજનપ્રમાણ એક લાબા દડના આકારે પરિણમાવીને એવા પ્રકારના વૈક્રિયશરીરનામકર્મના પુગલો તેની સાથે પુગળો લાગેલા હોય, તેને અનુભવીને કાઢે અને બહાર સાથે સાથે તે વખતે ત તે કાર્યોને માટે બીજા નવા પુગલો ગ્રહણ કરી તેદ્વારા પોતાનુ કાર્ય કરવા તત્પર થાય આ સમુદ્ધાતમા પણ ટાઇમ તો અન્તર્મુહૂર્તના સમજવો આમા મુખ્યનયા વૈક્રિયશરીરનામકર્મ કારણ સમજવુ

તૈજસસમુદ્ઘાતનુ સ્વરૂપ

તપશ્ચર્યાવિશેષ દ્વારા પેદા થયેલ તેજોલેશ્યારૂપ લબ્ધિ વડે બીજાને બાળવા માટે અથવા કોઇ બીજાના અનુગ્રહના હેતુ તેને શાન્ત કરવા માટે તૈજસસમુદ્ઘાત કરવામા આવે છે તૈજસ સમુદ્ઘાત કરતી વખતે જીવ પોતાના આત્માના પ્રદેશમા લાગેલા તૈજસશરીરનામકર્મના પુગલોને તે પ્રદેશો સહિત બહાર કાઢી જેટલુ શરીર વિસ્તારવાળુ હોય, તેટલામા ફેલાવી અને લબાઇમા સખ્યેય પ્રમાણવાળા દડના આકારે બહાર પણ ફેલાવીને અન્તર્મુહૂર્ત કાલ સુધી રહે, તે વખતે પુરાણા તૈજસશરીરનામકર્મના પુગલોને ભોગવી બહાર કાઢે, અને નવા ગ્રહણ કરી પોતાનુ કાર્ય કરવા તત્પર થાય આ કાર્ય કરવામા તૈજસશરીરનામકર્મ મુખ્ય રીતે ભાગ લે છે

## આહારકસમુદ્ઘાતનુ સ્વરૂપ.

આ સમુદ્ઘાત ચૌદપૂર્વી આહારક લબ્ધિના અધિપતિને

જ્યારે સૂક્ષ્મ પદાર્થમાં સંશય ઉત્પન્ન થાય ત્યારે તેને દૂર કરવા માટે જ્યાં તીર્થંકર વિચરતા હોય, ત્યાં એક અપૂર્વ શરીર બનાવી તે દ્વારા ત્યાં જઈ પોતાના સંશયને દૂર કરે છે આ શરીર પણ સૂક્ષ્મ હોઇ કરીને સ્વચ્છ મનોહર અને જેનો કોઇ પણ ઠેકાણે વ્યાઘાત ન થાય, તેવા ઉત્તમ પુદ્ગલોનું બનાવવામાં આવે છે બાકી તમામ બીના તૈજસસમુદ્ઘાતના જેવી સમજવી આનો અંદર મુખ્ય રીતે આહારકશરીર-નામકર્મ કારણભૂત છે આનો કાળ પણ અંતર્મુહૂર્તનો છે વેદના સમુદ્ઘાત વિગેરે સમુદ્ઘાતો જ્યારે અનન્તી વાર જીવને કરવા પડે છે ત્યારે આહારક સમુદ્ઘાત જ્યાં સુધી મોક્ષ ન મળે, ત્યાં સુધીમાં ચાર વખત જ કરવામાં આવે છે

## કેવલિસમુદ્ઘાતનું સ્વરૂપ.

આખા લોકાલોકને સાક્ષાત્કાર કરાવવાવાળા જ્ઞાનને કેવલજ્ઞાન કહેવામાં આવે છે અને તે જેને હોય, તે કેવળી કહેવાય, અને તેનો જે સમુદ્ઘાત તેને કેવલિસમુદ્ઘાત કહેવામાં આવે છે

જેનું આયુષ્ય કેવલ છ મહીના બાકી હોય અને કેવલજ્ઞાન ઉત્પન્ન થાય, તેના કેવલિઓ સમુદ્ઘાત કરે બીજાને માટે નિયમ નહિ

જે વખતે આયુષ્યકર્મ અન્તર્મુહૂર્ત બાકી રહ્યું હોય અને નામકર્મ, ગોત્રકર્મ, વેદનીયકર્મ આ ત્રણે કર્મોની સ્થિતિ પલ્યોપમના અસંખ્યેય ભાગ જેટલી હોય તેને સરખી કરવા

માટે કેવલિઓને સમુ ઘાત કરવો પડે છે તેનો કાળ આઠ સમયનો જ છે તેમા પણ સમુ,ઘાતની પહેલા મોક્ષને નજીક કરવામા સાધનરૂપ જે મન વચન કાયાના શુભ પ્રયત્નવિશેષરૂપ 'આવરજીકરણ' તે પણ ખાસ કરીને કરવુ પડે છે કેવલી ભગ વાન્ પ્રથમ સમયમા વિસ્તારે પોતાના શરીરપ્રમાણ અને ઉચે, નીચે લોકાન્ત સુધી, નામ, ગોત્ર અને વેદનીય કર્મના પુદ્ગલો સહિત આત્માના પ્રદેશોને દડના આકારે ગોઠવે છે બીજા સમયે પૂર્વ પશ્ચિમ તથા ઉત્તર દક્ષિણ દિશામા લોકાન્ત સુધી લાબા વિસ્તારરૂપે આત્માના પ્રદેશોને કબાટ (કમાડ) ના આકારે ગોઠવે છે ત્રીજા સમયમા દહીં-વલોવવાના રવૈયાના આકારે તે પુ ગલોવાળા આત્માના પ્રદેશોને લોકાન્ત સુધી ગોઠવે છે

ચોથા સમયે જેટલો વચલો ભાગ આન્તરારૂપે બાકી રહ્યો હોય, તે તમામને તે પુદ્ગલોવાળા આત્માના પ્રદેશોથી ભરી આખા લોકમા કરે છે, તે વખત તેનો આત્મા સર્વવ્યાપક બની જાય છે

પાચમા સમયે આન્તરા ના પુદ્ગલોને ભોગવી નિર્જરા કરી તે ઠેકાણેથી આત્માના પ્રદેશોને શરીરમા ખેચી લે છે છઠ્ઠા સમયમા રવૈયાના આકારવાળા પુદ્ગલોનો અનુભવ કરી નિર્જરા કરી તે ઠેકાણે રહેલા આત્માના પ્રદેશોને શરીરમા ખેચી લે છે

સાતમા સમયે કબાટના આકારે ગોઠવાયેલ પુ,ગલોની

અનુભવદ્વારા નિર્જરા કરી તે ઠેકાણે રહેલા આત્મપ્રદેશોને શરીરમા ખેચી લે છે

આઠમા સમયમા દંડના આકારે ગોઠવાયેલ પુદ્ગલોવાળા આત્મપ્રદેશોમાથી પુદ્ગલોને ભોગવીને આત્માના પ્રદેશોને શરીરમા પાછા ખેચી લે છે

આ રીતે અધિક સ્થિતિવાળા નામ, ગોત્ર, વેદનીય કર્મના પુદ્ગલોને અનુભવ કર્યા બાદ નિર્જરા થવાથી આત્માથી અલગ કરવામા આવે છે ત્યારબાદ યોગનિરોધ કરી શૈલેશી-અવસ્થાને પ્રાપ્ત કરી મોક્ષમા જાય છે

આ સમુદ્ઘાત આખા સસારમા એક વખત જ કરવામા આવે છે.

ઇતિ શમ્.



અનુભવી વિદ્વાનો સમજી શકે છે, તે જ વિષયને બહુ સરલ તાથી પ્રતિપાદન કરી સર્વસાધારણને પણ અત્યુપયોગી થઇ શકે તેવી શૈલી આમા લેવામા આવે છે

૪ તત્ત્વાખ્યાન ( ઉત્તરાર્ધ )

વેદાંત, મીમાંસક અને જૈનદર્શન એ ત્રણે દશનોના રો, માનેલ પદાર્થો, તે પર સમાલોચના વિગેરે બહુ `આમા પ્રતિપાદન કરવામા આવ્યુ છે અનેક કારોએ અને અન્ય સજ્જન મહાશયોએ આ કે પ્રશંસા કરી છે, જેમાંની કેટલીક પાછળ ! બહુ થોડી સિલિકમા છે બન્ને ભાગની

## સંસ્કૃત ગ્રન્થો.

### ૮ जैनतत्त्वप्रदीप

જૈનતત્ત્વજ્ઞાનનો અપૂર્વ પ્રકાશ પાડતો આ ગ્રંથ સંસ્કૃત અભ્યાસિઓને અને અભ્યાસીઓને અત્યુપયોગી છે જૈન ધર્મીઓનુ અતીવ સરલતાથી જ્ઞાનસંપાદન કરવા માટે આ એક ઉત્તમ સાધન છે રૂ ૧)

### ९ धर्मदीपिका ( व्याकरण ).

સંસ્કૃત વ્યાકરણના અભ્યાસીઓને થોડા સમયમાં સારો બોધ કરાવનાર, નવીન પદ્ધતિથી લખાયેલ, લગભગ સાત હજાર શ્લોક પ્રમાણવાળો આ ગ્રંથ બહુ મહત્ત્વનો છે પાશ્ચાત્ય અને એતદ્દેશીય અનેક વિદ્વાનોએ સમાલોચના કરી આ સંબંધમાં ઘણા સારા અભિપ્રાયો આપ્યા છે ૪૦)

### છપાવવાના ગ્રન્થો

૧૦ ધર્મજીવન પ્રદીપ ( ગુરૂદેવનો રાસ )
११ प्रदीपप्रकाश
१२ व्युत्पत्तिवादटीका
१३ शक्तिवादटिप्पन

# થોડા અભિપ્રાયો

[ ૧ ]

તત્ત્વાખ્યાન ( ઉત્તરાર્ધ ) લેખક ન્યાયતીર્થ ઉપાધ્યાયજી શ્રીમંગળવિજયજી મહારાજ, પ્રકાશક ફુલચંદજી શેઠ શ્રીયશોવિજયજી ગ્રંથમાળાના સેક્રેટરી ભાવનગર ષડ્દર્શનના સ્વરૂપને જણાવનાર ગ્રંથનો આ બીજો વિભાગ છે પ્રથમ વિભાગમાં સાંખ્ય, બૌદ્ધ નૈયાયિક અને વૈશેષિક એ હકીકત આવેલી હોવાથી આ ઉત્તરાર્ધમાં મીમાંસક અને જૈનદર્શન સંબંધી માહિતી આપવામાં આવી છે જૈનદર્શન સંબંધી આ ગ્રંથમાં પ્રસ્તવ ૧૬ માથી શરૂ થાય છે જૈનદર્શન એક નેજ ૪૪૮ પાનામાં અને બાકીના લગભગ એટલાજ પાનામાં બીજા તમામ દર્શનોનો સમાવેશ કરેલો છે તે જોતાં જૈન દર્શન સંબંધી ઘણી વિસ્તાર પૂર્વક જૈનદર્શનસ્વરૂપ જાણવાના જીજ્ઞાસુ માટે ઘણીજ ઉપયોગી માહિતી વિદ્વત્તાપૂર્ણ આપવામાં આવી છે જે ખાસ વાંચવા જેવી છે ષડ્દર્શનસમુચ્ચયનું ભાષાંતર એક જનેતર અને જૈનધર્મ સંબંધી બીલકુલ જ્ઞાન નહિ ધરાવનાર વિદ્વાન્ પુરૂષ મણિલાલ નભુભાઈને હાથે ભાષાંતર થતાં તે કેટલું અશુદ્ધ અને ભૂલભરેલું છે, તે તેના વાચક વર્ગ સારી પેઠે જાણે છે જ્યારે આ ગ્રંથના લેખક મહાત્માએ છ દર્શનનું સ્વરૂપ સવિસ્તર, શુદ્ધ અને નિર્દોષ આપી જૈન અને જૈનેતર કોઈ પણ દર્શનકાર ઉપર ઉપકાર કરેલો છે ઇતર દર્શનો માટે તે તે દર્શનના

માનનીય ગ્રથોના આધારો આપવામા આવેલા હોવાથીજ આ ષડ્દર્શનના સ્વરૂપને જણાવનારો ગ્રંથ યથાર્થ લખાયેલ છે એમ નિસદેહ કહેવુ પડે છે, ખડનાત્મક શલીને બદલે મધ્યસ્થ વૃત્તિથી ઇતર દર્શનનુ સ્વરૂપ લખાયેલુ છે, તે જોઇ ખુશી થવા જેવુ છે એકદર રીતે આ ગ્રથ ખરેખર ઉપકારક અને દર્શન સ્વરૂપ જાણનારા માટે એક ખરેખરી ઉપયોગી જરૂરીયાત પુરી પડેલી છે એમ અમો ખાત્રી પૂર્વક જણાવીએ છીએ કિમત રૂ ૩-૦-૦ પ્રકાશકને ત્યા બન્ને ભાગ મળશે

આત્માનદ પ્રકાશ

(પુ ૨૩ અક ૧, વીરસ ૨૪૫૧ શ્રાવણ)

[ ૨ ]

તત્ત્વાખ્યાન ( ઉત્તરાર્ધ ), અચર્ય શ્રીવિજયધર્મસૂરિના વિદ્વાન્ શિષ્ય ઉપાધ્યાયજી મગળવિજયજીનો બનાવેલ આ ગુજરાતી ગ્રથ જેના બે વિભાગમા થઇને છએ દર્શનનુ સ્વરૂપ બહુ વિસ્તારથી આપેલુ છે તેનો આ બીજો વિભાગ (ઉત્તરાર્ધ) છે તે હાલમા બહાર પડેલ છે તેમા પ્રારભમાં પ્રસ્તાવના હીરાલાલ રસીકદાસ કાપડીયા પાસે લખાવી છે પછી કિચિત વક્તવ્ય કર્ત્તાએ પોતે લખ્યુ છે બુકના પ્રથમના પૃષ્ટ ૧૪૧ મા મીમાસક દર્શનનુ સ્વરૂપ આપ્યુ છે ને ત્યાર બાદ જૈનદર્શનનુ સ્વરૂપ બહુજ વિસ્તારથી પૃષ્ટ ૪૪૮ મા આપેલુ છે એમા ન્યાયનો વિષય પણ બહુ લીધો છે પ્રથમ

છપાયેલ ષડ્દર્શન સમુચ્ચયના ભાષાંતરમાં આ ખુબી નથી આમાં ઉપાધ્યાયજીએ પૂરતો પ્રયાસ કર્યો છે માધ્યત બન્ને ભાગ વાચનાર જૈનધર્મમાં દૃઢ થઇ જાય તેમ છે કિંમત રૂ ૪) રાખી છે; પણ તે બુકના ને પ્રયાસના પ્રમાણમાં અલ્પ છે પ્રકાશક શેઠ પુલચંદજી લખમીચંદજી વેદ યશોવિજયજી ગ્રંથમાળા ભાવનગરના સેક્રેટરી છે એ બુક ભાવનગરમાં ગ્રંથમાળા ઓફીસ પર પત્ર લખવાથી મળી શકશે જૈન બંધુઓએ રાખવા ને વાંચવા વિચારવા યોગ્ય છે

—જૈનધર્મ પ્રકાશ

( પુસ્તક ૪૧ મું, અંક ૬, સં ૧૯૮૧ ભાદ્રપદ )

[ ૩ ]

તત્ત્વાખ્યાન ઉત્તરાર્ધ, લગભગ ૪૦ જેટલા, ભિન્ન ભિન્ન ધર્મગ્રંથો ઉપરથી તારવી કાઢેલું આ તાત્ત્વિક આખ્યાન જૈનસાહિત્ય ભંડારમાં એક ઉજ્જવલ રત્નની જેમ સદાને માટે પ્રકાશમાન રહી જશે ન્યાયવિશારદ ઉપાધ્યાયજી મંગળ વિજયજી મહારાજે તત્ત્વાખ્યાનના ઉત્તરાર્ધ તથા પૂર્વાર્ધમાં પોતાના જીવનની સઘળી તપસ્યા અને અભ્યાસનું મંથન કરી સારરૂપ નિષ્કર્ષ ગુજરાતી વાચકો આગળ ધર્યો છે એમ કહીએ તો પણ કંઇજ અતિશયોક્તિ ન કહેવાય શ્રીહરિભદ્રસૂરિ વિરચિત ‘ ષડ્દર્શન સમુચ્ચય ” ની કોટીમાં મૂકી શકાય એવું જે થોડું સાહિત્ય આપણામાં ઉપલબ્ધ થાય છે તેમાં આથી એક અતિ અગત્યનો ઉમેરો થયો છે ઉપાધ્યાય-

[ ૩ ]

જી મહારાજનુ આ પુસ્તક જોતા તેમના અધ્યયન અને સકલન માટે કોઈને પણ ભક્તિભાવ સ્ફુર્યા વિના ન રહે તત્ત્વજ્ઞાનના અભ્યાસીઓએ આ ઉત્તરાર્ધ તથા પૂર્વાર્ધની એક એક નકલ અવશ્યમેવ પોતાની પાસે રાખવી જોઇએ ધર્મજીજ્ઞાસુઓ પણ આ ગ્રથના વાચનવડે પોતાની શ્રદ્ધા, રૂચિ અને અભ્યાસ વિગેરે ઘણુ બ્હોળા પ્રમાણમા કેળવી શકશે

—સપાદક "જૈન" ભાવનગર

[ ૪ ]

તત્ત્વાખ્યાન ( ઉત્તરાર્ધ ) આ ગ્રથમા બે દર્શનોનો સમાવેશ કરવામા આવ્યો છે ગુર્જર સાહિત્યમા આવી રીતે તુલનાત્મક દ્રષ્ટિથી સર્વ દર્શન સગ્રહ સબધી એક પણ પુસ્તક જોવામા આવતુ નથી આથી આવો અપૂર્વ ગ્રથ લખી ઉપાધ્યાયજી મહારાજે આખા ગુર્જર સાહિત્યના દર્શન વિભાગમા કોઇ પણ રીતે ન ભૂલી શકાય તેવી ખોટ પૂરી છે ઉપાધ્યાયજી મહારાજે બીજા અનેક પુસ્તકો લખ્યા છે, જેવા કે સપ્તભગી પ્રદીપ, જૈનતત્ત્વપ્રદીપ, સમ્યક્ત્વપ્રદીપ, દ્રવ્યપ્રદીપ વગેરે વગેરેમા તત્ત્વાખ્યાન અગ્રસ્થાન ભોગવે છ ગ્રન્થની છપાઇ ટાઇપ તથા કાગળ સુદર હોવા છતા કીમત માત્ર ચાર રૂપીઆ રાખવામા આવી છે, તે વધારે ન ગણાય

—સપાદક ' જૈન પ્રભાવ " મુબઇ.

[ ૬ ]

તત્ત્વાખ્યાન ઉત્તરાર્ધ મહેનત બહુ સારી આજના જમાનાને અનુકૂળ પડતી કરેલી છે પણ અફસોસ એટલોજ કે આપણા સમાજના એનો ઉપયોગ કરવાવાળા ઘણાજ થોડા જીવો હશે જૈનેતરોમા કેટલાક જિજ્ઞાસુઓ છે, પણ તેઓને પુસ્તક મળવુ મુશ્કેલ થઇ પડે છે માટે જૈન રત્નના પ્રચારાર્થે થોડી કીમતે અથવા તો મૂલ્ય વિના ભેટ તરીકે યોગ્ય સાક્ષર વર્ગમા પહોચાડવામા આવે તો ઘણો સારો પ્રભાવ પડવા વકી છે એ ઉપરાન્ત હિન્દી, મરાઠી, બંગાલા અને ઇંગ્રેજીમા હળમગ અનુવાદ કરવા કરાવવામા આવે તો સંભવ છે વધારે પ્રગતિ થઇ શકે એકંદરે શ્રમ શ્લાઘાસ્પદ છે

—શ્રીમાન્ વિજયવલ્લભ સૂરીશ્વરજી મહારાજ

ગુજરાનવાલા પંજાબ

[ ૭ ]

તત્ત્વાખ્યાન બીજો ભાગ વાચી અતિશય આનંદ થયો છે અને તે તથા પૂર્વાર્ધમા ષડ્દર્શનનુ સ્વરૂપ જે સહેલ સુંદર ભાષામા અતિ વિદ્વત્તાથી તમામને સમજાય તેમ દર્શાવ્યુ છે તે ઉપર કર્તા મહાશયને અભિવંદન આપી શકાય જ છે

મુનિરાજ સુભદ્રવિજય અમદાવાદ

[ ૮ ]

તત્ત્વાખ્યાન ઉત્તરાર્ધ બીજા વિભાગથી વિશેષ સતોષ થયો છે આતર સૌદર્ય માટે આનદ સ્ફુરે છે ગુજરાતી વાઙ્મયથી વિહરતી જૈન તેમજ જૈનેતર પ્રજાને એ ઉપકારક છે ઉચ્ચ વિદ્યાના જિજ્ઞાસુ તત્ત્વપિપાસુને એ સહાયરૂપ થાય એમ છે પ્રસ્તાવના કેટલેક દરજ્જે એકદેશીય, છતા સક્ષેપમાં ઠીક આલેખાઈ છે આ દિશાએ આપનો પુરૂષાર્થ સ્વપર ઉપકારક, પુણ્યવાહક અને નિર્જરાહેતુક છે એ ચોક્કસ છે

વર્તમાનમા જૈન તત્ત્વજ્ઞાન-બોધની પઠન-પાઠનની વિશેષ ન્યૂનતા થતી જાય છે જેણે ખાસ એ ભણી દૃષ્ટિ દેવી ઘટે તેવા ત્યાગીનુ પણ તે તરફ અભીષ્ટ લક્ષ્ય નથી તેવામા આપનુ આ લક્ષ્ય તેવી ઇચ્છા-જિજ્ઞાસાવાળાને, પરમ જૈન તત્ત્વજ્ઞાનના પ્રચાર સ્વપરહિતરૂપ પ્રચારના અભિલાષીને આનદજનક નિવડે એ સહજ છે

શ્રીયુત મનસુખલાલ કિરતચદ મ્હેતા
(મોરબીથી લખાએલ એક પત્રનો સારાશ)

[ ૯ ]

ન્યાયવિશારદ-ન્યાયતીર્થ ઉપાધ્યાયજી શ્રીમગળવિજયજી મહારાજે તત્ત્વજ્ઞાનથી ભરપૂર ' તત્ત્વાખ્યાન

મહાન્ ગ્રથ ગુજરાતી ભાષામા રચી સમાજ પર ખરેખર મહાન્ ઉપકાર કર્યો છે, ષડ્દર્શનોનુ વિશાલ ગભીર સ્વરૂપ ન્યાયશૈલીથી સરલ ભાષામા સમજાવવુ એ સહેલુ કામ નથી. સર્વ સાધારણથી સમજી પણ ન શકાય એવા ગહન વિષયને બુદ્ધિપુરઃસર સમજાવવા ઉપાધ્યાયજીએ ઘણો સરસ પ્રયત્ન કર્યો છે પૂર્વાર્ધમા ચાર દર્શનો પર વિવેચન કર્યા પછી હાલમા પ્રકટ થયેલા ઉત્તરાર્ધમા મીમાસક અને જૈનદર્શનનુ સ્વરૂપ બહુ વિસ્તારથી દર્શાવ્યુ કે માત્ર જૈનદર્શનમા જ સાઠી ચારસો પૃષ્ઠ રોકાયા છે જૈનદર્શનના જિજ્ઞાસુ-તત્ત્વજ્ઞાનના અભિલાષીને આ ગ્રથ અત્યુપકારક થઇ શકે તેવો છે પ્રો હી ર કાપડિયાની પ્રસ્તાવના પણ પ્રશસનીય છે મધ્યસ્થદષ્ટિવાળા જૈન યા જૈનેતર સર્વ કોઇને આ ગ્રથથી ભારત વર્ષના પ્રાચીન છ દર્શનો સબધી ઘણુ જાણવાનુ મળી શકે તેમ છે તત્ત્વજ્ઞાનના આવા ગ્રથો દેશભાષામા બહુ ઓછા જવામા આવે છે, તેવા સમયે આવા ગ્રથનો પ્રાદુર્ભાવ અતિપ્રશસનીય લેખાશે વિદ્વાન્ ગ્રન્થકર્તાએ અતિપરિશ્રમ લઇ ગ્રથ રચીને અને ભાવનગરની શ્રીયશોવિજય જૈન ગ્રથમાલાએ તેને પ્રકાશિત કરી ત્રણ રૂપીઆ જેવી સાધારણ કિમતે વિતરણ કરીને અભિનદનીય સ્તુત્ય કાર્ય બજાવ્યુ છે એમ કહેવામા અતિશયોકિત નથી

વીરસ. ૨૪૫૨ માઘ શુ ૫ } લાલચદ ભગવાનદાસ ગાધી
(જૈન પડિત સેન્ટ્રલ લાયબ્રેરી, વડોદરા)

तत्त्वाख्यान-उत्तरार्ध—coming from the pen of the learned Upadhyay, Nyay-visharad, Nyay-tirth Muni Mangalvijayji-the author of जैनतत्त्वप्रदीप सप्तभंगीप्रदीप and otherwell-known works-is a valuable addition to his other work तत्त्वाख्यान पूर्वार्ध In these two volumes the learned author successively passes in review in his usual clear and intelligent manner the Six Systems of Philosophy received among learned Hindus—Sankya Baudha Nyaya Vaiseshik Mimansa and Jain-and gives what appears to him to be their most distinctive and important truths and the principal arguments by which their follower endeavoured to maintain them The main object of these publications seems to be to present in simple Gujrati, the eternal principles of these different systems, the foundation of which is laid not upon the quick-sand of the authority of any particular book or personality but upon the solid rock of logical and scientific reasoning It is hoped that the readers of these volumes will find therein such materials of thought and history as will enable them to know accurately the power and influence wielded by the Jain School of thought in the evolution of the national

religious life of the people of India, and to form a correct estimate of what constituted the most important and valuable contribution of the Jain religion & philosophy to the world culture

Bhavnagar
17th November 1925 A J SUNAVALA

[ 11 ]

I read the second part of तत्वाख्यान and was much pleased to find it maintain the same high level as the first part तत्वाख्यान should occupy the same position in Gujarati literature as does हरिभद्रसूरि's षड्दर्शन in Sanskrit literature The Gujarati reading public ought to be thankful to Nyay-visharad Nyay-tirth Upadhyay Shri Mangalvijayaji Maharaj for having enriched their philosophical literature by the publication of this work

One thing I should like to note — As a follower of Shri Shankracharya's School of thoughts I do not agree with the author in remarks passed by him against both the Purva and Uttar Mimansas At the same time, however, I must not fail to note the creditable

unpartiality shown by the Muni Maharaj in expounding non-Jain Darshans

All the Darshanas have one object in view to lead the erring man from darkness to light Let us all pray तमसो माऽज्योतिर्गमय

| | |
|---|---|
| Bhavnagar 27th Dec 25 | H B BHIDE M A LL B Prof of History & Sanskrit Bhavnagar 27-12-25 |

[ 12 ]

I have received the second part of न्यायकुसुमान from the venerable author Nyay-visharad Nyay-tirth Upadhyay Shri Mangalvijayji muni maharaj for opinion

It is very difficult for me as a Jain & a layman to express any opinion on a work dealing with abstruse metaphysical and mystical aspects of the different religious and philosophical system It is indeed necessary that in writing the result of one's study of several Darshans all prejudice predelection and pre-conceptions should be scrupulously and carefully avoided

The erudite author of this work as it appears from reading the whole has

dealt with the subject with high-minded disinterestedness and justice The thing specially to be noted is that the author has taken pains to draw upon the original Sources, the principles of the different systems He has tried his best to paints accurately the exoteric as well as the esoteric side of each system with his remarks where necessary A lucid exposition of these systems in Gujrati was a long desideratum as the principles of Jain philosophy are not well-known to the majority of the non-Jains and vicea-versa

Time now has arrived when men of different systems religious philosophical are aiming at the same thing, seeking the same goal i e the realization of Atma by different paths so the more lucidly, the essential expects of each system are expounded to man-kind the more clearly would they be understood so as to bridge the wide gulf between the followers of opposite systems It is evident from the perusal of the work that it will prove instructive and interesting both to the students of comparative religion as well as to a general reader

One well-versed in the general philosophy can easily see this broad and liberal spirit of

unpartiality shown by the Muni Maharaj in expounding non-Jain Darshans

All the Darshanas have one object in view to lead the erring man from darkness to light Let us all pray तमसो माज्योतिर्गमय

Bhavnagar | H B BHIDE M A LL B
Prof of History & Sanskrit
27th Dec 25 | Bhavnagar 27-12-25

[ 12 ]

I have received the second part of तत्त्वाख्यान from the venerable author Nyaya-visarada Nyay-tirth Upadhyay Shri Mangalvijayji muni maharaj for opinion

It is very difficult for me as a Jain & a layman to express my opinion on a work dealing with abstruse metaphysical and mystical aspects of the different religious and philosophical system It is indeed necessary that in writing the result of one's study of several Darshans all prejudices predelection and pre-conceptions should be scrupulously and carefully avoided

The erudite author of this work as it appears from reading the whole, has

dealt with the subject with high-minded disinterestedness and gustice The thing special ly to be noted is that the author has taken pains to draw upon the original Sources, the principles of the different systems He has tried his best to paints accurately the exoteric as well as the esoteric side of each system with his remarks where necessary A lucid exposition of these systems in Gujrati was a long desi deratum as the principles of Jain philosophy are not well-known to the majority of the non-Jains and vicea-versa

Time now has arrived when men of different systems religions, philosophical are aiming at the same thing, seeking the same goal i e the realization of Atma by different paths so the more lucidly, the essential expects of each system are expounded to man-kind the more clearly would they be understood so as to bridge the wide gulf between the followers of opposite systems It is evident from the perusal of the work that it will prove instructive and interesting both to the students of comparative religion as well as to a general reader

One well-versed in the general philosophy can easily see this broad and liberal spirit of-

the Jain-expounders in the elucidation and int
pretation of other systems of philosophy
religion

I wish this excellent work a good succ
and highly recommended even a cursory perus
to all, whatever school they belong to

Bhavnagar — Motichand J Mehta
Ex Head Master Alfred H

[ ૧ ]

શ્રમ-દીપિકા સંસ્કૃત વ્યાકરણ-હેમચંદ્રસૂરિકૃત હિ
હેમ વ્યાકરણના મૂળ સૂત્રો લઈ આધુનિક શૈલીથી
લગભગ સાત હજાર શ્લોક પ્રમાણનું આ વ્યાકરણ છે
વ્યાકરણ સંસ્કૃત ભણવાવાળા વિદ્યાર્થીને પ્રાથમિક અભ્યા
ઉપયોગી નીવડશે

સંપાદક "જૈનપ્રભાત" મુ

[ ૨ ]

ઉપાધ્યાયજી મહારાજશ્રીનું વ્યાકરણ મળ્યું છ
માટે આભારી છું તેઓશ્રીએ આ દિશામાં ઘણોજ
સનીય ઉદ્યમ કરીને વિદ્યાર્થિઓ ઉપર ભારે ઉપકાર કર્યો

પંડિત હરગોવિંદદાસ ત્રિકમચંદ
ન્યાય-વ્યાકરણ તીર્થ
પ્રાકૃત વ્યાખ્યાતા પ્રોફેસર, યુનિવરસીટી કલક

[ ૩ ]

શ્રીસિદ્ધહેમ શબ્દાનુશાસનના સરલ અને મધુર
નયોને વિશેષ સરલ અને નવીન સુમધુર શૈલીમા દર્શાવી
ભ્યાસીઓને તે તરફ આકર્ષવા ' ધર્મદીપિકા ' દ્વારા
.લો ઉપાધ્યાયજી મ ગલવિજયજી મહારાજનો સુપ્રશસ્ત
ાન્ પ્રયત્ન સફલ થાઓ એમ ઇચ્છુ છુ

આ ગ્ર થ પ્રસિદ્ધ થતા જ આદ્યન્ત અવલોકનનો પ્રસ ગ
પ્ર થવાથી મ્હને જણાયુ છે કે આના અધ્યયનથી વિદ્યા
ઓ સરલતાથી સ સ્કૃત વ્યુત્પત્તિજ્ઞાન મેળવી શકે

સ ૨૪૫૨ અક્ષયતૃતીયા
લાલચ દ ભગવાનદાસ ગાધી
(જૈનપ ડિત સેન્ટ્રલ લાયબ્રેરી, વડોદરા )